

# सनातनधर्मनी गर्जनाओ.

| | | |
|---|---|---|
| વર્ષ ૨ જું. | વાર્ષિક મૂલ્ય ૦-૮-૦<br>ટપાલ ખર્ચ માફ. | ગર્જના ૧ થી ૫ |


રચનાર

**પીતાંબર ગોવિંદરામ ભટ્ટ.**

સાણંદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**મણિલાલ મગનલાલ ત્રિવેદી**

મંત્રી, શ્રીસનાતનધર્મ પુસ્તક-પ્રસારક મંડળ—**અમદાવાદ.**

મૂલ્ય રૂ. ૦-૫-૦ | આવૃત્તિ ૧ લી.

શાકે ૧૮[illegible]. | પ્રત ૫૦૦૦





રીચીરોડના પુલ નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં

શા. ચુનીલાલ અમથારામે છાપી.

**અમદાવાદ**

# સનાતન ધર્મની ગર્જનાઓને મદદ.

શ્રીયુત સોમેશ્વર છગનલાલ ડેપ્યુટી સ્ટેશન માસ્તર કુરોર–પાટણ મારફતે નીચેના ગૃહસ્થો તરફથી યથાશક્તિ દ્રવ્યની મદદ મળી છે તે સ્વીકારતાં અમે તે સજ્જનોનો પ્રેમપૂર્વક ઉપકાર માનીએ છીએ.

રૂ. ૧–૦–૦ રા. ચંદુલાલ મગનલાલ ગુડસ કલાર્ક ભરતપુર.
રૂ. ૧–૦–૦ રા. સોભાગ્યચંદ ક્શનલાલ ડેપ્યુટી સ્ટેશનમાસ્તર પંચપહાડ.
રૂ. ૧–૦–૦ રા. પ્રાણશંકર ગૌરીશંકર ડેપ્યુટી સ્ટેશન માસ્તર ગરોથ
રૂ. ૧–૦–૦ રા. જીવાભાઈ પરભુદાસ ડેપ્યુટી સ્ટેશન માસ્તર ગરોથ.
રૂ ૧–૦–૦ રા. ભાઈલાલ ઉમીઆશંકર સબ પ્લેટ લેયર દરા.

| | | |
|---|---|---|
| ૦–૬–૦ | રા રા. પ્રાગ પ્રેમા દરજી. | ટ્રાન્સવાલ |
| ૦–૬–૦ | રા. રા. કલ્યાણ લલ્લુ દરજી. | ટ્રાન્સવાલ. |
| ૦–૬–૦ | રા. રા. મોરાર રણછોડ દરજી. | ,, |
| ૦–૬–૦ | રા રા. ડાહ્યા જોગી દરજી | ,, |
| ૦–૬–૦ | રા. રા. નાગર ગોપાળ દરજી. | ,, |
| ૦–૬–૦ | રા. રા. નાથા રામા દરજી. | ,, |
| ૦–૬ ૦ | રા. રા લલ્લુ કુશાલ મોચી. | ,, |
| ૦ ૬–૦ | રા રા. રણછોડ વસન સુથાર | ,, |
| ૦–૬-૦ | રા. રા. જીભા ફકીર દરજી. | ,, |



# સનાતન ધર્મની ગર્જનાઓ.

॥ ॐ नमः श्रीसद्गुरुपरमात्मने ॥

૧, ૨, ૩ અને ૪ થી ગર્જનાઓ.



नत्वा श्रीमद्गुरुं भक्त्या भवभीत्यपहं मुदा ।
श्रीनाथस्य प्रसादेन लिख्यते धर्मगर्जना ॥

## સાસરે જતી પુત્રીને પિતાનો પ્રબોધ.

રાજ્યનો અધિપતિ જેમ રાજા મનાય છે, તેમ ગૃહરાજ્યનો સ્વામી ગૃહસ્થ ગણાય છે. પોતાના જાતિધર્મ અથવા કુલધર્મની સાથે પ્રજાનું સંરક્ષણ કરવું એ જેવો રાજાનો ધર્મ છે; તે પ્રમાણે પોતાના વર્ણાશ્રમધર્મ અને કુલધર્મના પાલન સાથે પોતાના પોષ્યવર્ગનું તથા પ્રજાનુ પોષણ કરવુ એ પ્રત્યેક ગૃહસ્થનું મુખ્ય કર્તવ્ય છે. ગૃહસ્થોને ઘણે ભાગે પ્રજા બે પ્રકારની હોય છે; પુત્ર પ્રજા, અને પુત્રી પ્રજા. તેમાં કેટલાક વિવેકહીન અજ્ઞ અને

કેવળ સ્વાર્થપરાયણ લોકો પુત્રપ્રજાને પ્રિય, મોંઘી અને સુખરૂપ માને છે; તથા પુત્રીપ્રજાને અપ્રિય, સોંઘી અને કષ્ટરૂપ માને છે. પણ જે ધર્મનિષ્ઠ, શાસ્ત્રરહસ્ય સમજનારા અને વિવેકી પુરુષો હોય છે તેઓ બન્ને પ્રજાપર સમાન ભાવ રાખે છે. કારણ કે એ બન્નેમા ઉત્પત્તિનાં કારણો અને ચેતનસ્વરૂપ પરમાત્માના અંશો એક-સરખાજ હોય છે. વળી સ્મૃતિ ( ધર્મશાસ્ત્ર ) કારોએ જે અધિ-કાર પુત્રના પુત્ર ( પૌત્ર ) ને માટે દર્શાવ્યો છે; તેજ અધિકાર પુત્રીના પુત્ર ( દૌહિત્ર ) ને સારું પણ કહ્યો છે. માટે સુજ્ઞ પુરુ-ષોએ નિરંતર શ્રીઈશ્વરના અપરાધી ન થવા સારુ એ બન્ને પ્રકારની પ્રજાપર ભિન્નભાવ નહિ રાખતાં સમાનભાવજ રા-ખવો જોઇએ.

જેવી રીતે પુત્રનો જન્મ થયા પછી તેને અત્યંત પ્યાર સાથે ઉછેરી, મોટો કરી, વિદ્યા–કળાઓના જ્ઞાનમાં તથા ધર્મ–નીતિ અને સંસારવ્યવહારમાં કુશળ કરવા સારુ તેનાં માતા–પિતાથી જેવુ લક્ષ્ય અપાય છે; તેવુજ લક્ષ્ય તેમણે પુત્રિઓપર પણ આ-પવુ જોઇએ. પરંતુ મધ્યકાળના થોડાક સમયથી આ વર્તમાન યુગનો પ્રભાવ અને દેશના દુર્ભાગ્યને લીધે ભરતખંડના લોકોમાં ઘણે ભાગે સ્ત્રીઓની અગત્ય તથા તેમના મહત્વનુ જ્ઞાન સર્વ ભારતવર્ષી મનુષ્યોને વિદિત છતાં પણ કેટલાંક કુટુંબોમાં પુત્રીપ્રજા ઘણી તુચ્છ ( હલકી ), ખેદકારક અને માબાપને દુ:ખદાયક છે, એવો દૃઢ નિશ્ચય બંધાઇ ગયેલો હોય છે. પણ તે સંબંધે સૂક્ષ્મ વિચાર કરીએ તો તે દોષ તે પુત્રીપ્રજાનો નહિ; પણ તેનાં માતા –પિતા આદિ સંબંધીઓના કુળલોભ, કીર્તિલોભ અને સ્વાર્થ-બુદ્ધિનો છે. ને તેથીજ બહુધા જ્યારે પોતાને ઘેર ગૃહપત્ની ( ઘરની સ્ત્રી ), પુત્રની વહુ કે દીકરીને જ્યારે પ્રસવકાળ હોય છે

ત્યારે તે કુટુંબની કેટલીક વૃદ્ધ, આધેડ તથા યુવાન સ્ત્રીઓ પ્રસૂતિની પાસે ભેગી થઇ પુત્રજન્મ જોવાને આતુર બની રહે છે. તેમાં પુત્રનો પ્રસવ જાણીને તો પ્રસન્ન થાય છે, પણ પુત્રીનો જન્મ થતાં તો જાણે તે સર્વનું તે જન્મનાર પુત્રીએજ સર્વસ્વ હરીલીધું હોય તેમ ઉદાસ બની, ઉપરા ઉપરી નીસાસા નાંખવા માંડે છે. ને કેટલીક અવિદ્યા દેવીના અવતારરૂપ વિધવા ડોશીઓ તો પોતાના જ્ઞાન, ગુણ, ચતુરાઇ, મોટાઇ અને માન લૂંટાઇ જતુ હોય તેમ તુરત પ્રસૂતિના પતિપર અને તેના ગૃહકુટુંબનાં માણસોપર પોતાની પરાણે સત્તા બેસારવા માટે અનેક પ્રકારનાં અમંગળ વચનો બોલે છે કે, " ફલાણી બાઈ અને ફલાણા ભાઇએ બે તો અદ્ધરને અદ્ધર રહેતાં હતાં તે ઠીક થયુ કે પેટ પથરો પડયો; " હવે પાંશરાં તીર થશે. વળી કોઇ તો બોલે છે કે, "ફલાણાનુ તો પાપ પરવાર્યું." વળી કોઇ કહે છે કે " જેને પેટ દીકરીનો પથરો પડ્યો હોય તેને પરમેશ્વરે મારી મેલેલોજ છે. " એવા એવા હલકાં વચનો બોલી પોતાની સમજણના ઉભરા કાઢે છે. વળી કેટલી તો કહે છે કે,—" આ તો કોઇ જન્મનો લેણદાર ઉભો થયો. " તેમા કદાપિ તે પ્રસુતીને પ્રથમ જો એકાદે પુત્ર ન હોય, ને બે ત્રણ પુત્રીઓ હોય ને જો પુત્રીનો પ્રસવ થાય, તો તો તે પ્રસૂતિની મા, સાસુ, નણંદ, બેન, જેઠાણી, દેરાણી, કે નાની મોટી ભોજાઇઓ અથવા કુટુંબની બીજી ઘરડી ડોસીઓ એટલો બધો ભારે કલેશ–કલ્પાંત કરી મૂકે છે કે પ્રસૂતિનો તો જીવજ ઝોબાઇ જાય. વળી કેટલીક મૂર્ખ સ્ત્રીઓ તો તીરસ્કાર ભરેલાં દુર્વચનો તે જન્મનાર પુત્રી પ્રતિ બોલે છે. કેટલાક દુષ્ટ કુટુંબોમાં તો પુત્રી પ્રસવ કરનારી સ્ત્રીની સૂવાવડમાં જે માવઝત પુત્રના પ્રસવથી થાય છે તેવી ન થતાં બેદરકારીથી

થાય છે; જેથી તે પ્રસૂતી બિચારી દુઃખી થાય છે. વળી પુત્રનો જન્મ થયા પછી તેના સંરક્ષણમાં જેવુ ધ્યાન તેના સમગ્ર કુટુંબથી અપાય છે, તેવૃ પુત્રીપર અપાતું નથી. જેવો પુત્રપર પ્રેમ રખાય છે તેવો પુત્રિપર રખાતો નથી. વારંવાર તેનાં માતા–પિતા અને બીજાં સબંધિઓથી પુત્રને ખમા ખમા થાય છે તેવી પુત્રીને ન થતાં બહુ નીચાં અને અનિષ્ટ વચનો બોલાય છે. પુત્રને માંદગી થતાં સાવધાનીથી ઔષધોપચાર કરે છે, ને પુત્રી માદી થાય તો મનમાં તેનું મૃત્યુજ પોતાને ગમતુ હોય તેમ તે પર જરાપણ કાળજી રખાતી નથી. કેટલાંક કુટુંબોમાં તો ખોટી લૌકિક લાજના ભયથી તે પુત્રીઓનાં માબાપોને હાથેજ અકાળ મૃત્યુ થતાં પરંતુ વર્તમાનમાં તો મહાદયાળુ બ્રીટીશ રાજ્યના પ્રતાપથી અને કેળવણીના પ્રચારથી ઘણે ભાગે સર્વત્ર સર્વ મનુષ્યોપર અજવાળું પડેલું હોવાથી તે અજ્ઞાન અને મૂર્ખતા તો સવાશે દૂર થયેલી જોવામાં આવે છે.

સર્વ જીવોને પૂર્વકર્માનુસાર કોને કયા કુટુંબમાં જોડવા; કયાં માબાપથી જન્મ આપવા; કઇ જાતિમા, કેવા શરીરથી, કયા કયા શુભાશુભકર્મથી શાં શાં સુખ કે દુઃખરૂપ ફલોનો કયા સમયમાં, ક્યા સુધી, કયા સ્થળે ભોગ કરાવી, તે તેમનાં કર્મોનો ક્ષય કરાવવા એ સમજી, સર્વ જીવોને અવતાર આપવા એ શ્રી વિશ્વનિયંતાની સ્વતત્ર સત્તાનું કામ છે. એમાં કોઇપણ મનુષ્ય સત્તાનું ઉપજી શકતું નથી; તો પુત્ર કે પુત્રીનો જન્મ થવાથી બીજા મનુષ્યોએ એ ઇશ્વરી સત્તાની વાતમાં શા માટે હર્ષ–શોક ધરવો ? જે જીવો પુરુષાવતાર ધરવાને માટે પોતાનાં કર્મોથી યોગ્ય થયેલા હોય છે, તેમને તે સૃષ્ટિનિયામક પ્રભુ પુત્રરૂપે જન્મ આપે છે; ને જે જીવો પોતાનાં કર્મોવડે સ્ત્રીઅવતારની યોગ્યતા-

વાળા હોય છે, તેમને તે દયાળુ પ્રભુ પુત્રીરૂપે અવતાર આપે છે. આ સંબંધમાં જન્મનાર જીવ, પ્રસૂતિ અને પ્રસૂતિનો પિતા, એ સર્વ પરતંત્ર છે; તો પછી પુત્રીનો જન્મ થતાં મનુષ્યોએ શા માટે ચિંતા કરવી જોઇએ ?

આ સંસાર પ્રદેશમાં સર્વ જીવો પ્રવાસી જેવાછે; ને તેઓ શ્રી વિશ્વપતિની ઇચ્છાથી પોતાનાં કર્મફળોનો ભોગ કરી પાછા ફરવાના છે. તેમાં જે કુટુંબમાં જે જીવ પુત્રીરૂપે કે પુત્રરૂપે જે માતા-પિતાના કુટુંબમાં પ્રકટ થાય, તેમણે પોતાને ઘેર અતિથિ- અભ્યાગતરૂપેજ આવેલા તે જીવપ્રતિ ઘણો વાત્સલ્ય ભાવ રાખી, સમાનભાવે તેનું પાલન-પોષણ કરી, પોતાને ઘેર આવેલાં પુત્ર કે પુત્રી શ્રી પરમેશ્વરે મોકલેલાં મેમાનરૂપ છે એમ જાણી, જરા પણ હૃદયમાં તેમના પ્રતિ અણગમો, ઉદાસી કે તીરસ્કારદૃષ્ટી કરવી એ શ્રીઇશ્વિરાજ્ઞાનુંજ અપમાન સમજવું. માટે સુજ્ઞ ગૃહસ્થોએ ક્યારે પણ દીકરી પ્રતિ જરા પણ ન્યૂન ભાવ રાખવો નહિ. વળી બીજી રીતે જોઇએ તો પુત્ર જન્મેછે તો તેનું ભાગ્ય જેમ તે સાથેજ લેતો આવેછે તેમ પુત્રી પણ પોતાનું ભાગ્ય પોતાની સાથેજ લેતી આવેછે. જેથી માબાપને તે ક્યારે પણ બોજારૂપ થતી નથી. પુત્રીના પાલન-પોષણમાં તેને ભારે મૂલ્યના અલંકારો અને સુંદર વસ્ત્રોથી શણગારી રાખવાનુ તે તમારી શક્તિ ઉપર વિચાર કરો પણ તે જીવ તમારા કુટુંબમાં કોઇ રીતે દુઃખી ન થાય તે ઉપર અવશ્ય ધ્યાન રાખવું એ સર્વ પુત્ર-પુત્રીઓના માતા-પિતાનું આવશ્યક કર્તવ્ય છે. યથાશક્તિ તેનું અન્નવસ્ત્રથી પોષણ કરી તેને ઉપયોગ પૂરતી વિદ્યા-કળાદિનું જ્ઞાન આપી, તેનું યોગ્ય વય થતાં કોઇ સુપાત્ર, વિદ્વાન, ઉદ્યોગી, નિરોગી, ધર્મનિષ્ઠ અને સમાન વયના વરને કન્યાદાન આપવુ; એ મા-

તા પિતાનુંજ અગત્યનું કર્તવ્ય છે. પુત્રીના લગ્ન પ્રસંગમાં અમુક દ્રવ્ય, વસ્ત્ર કે અલંકારો આપવા અને તેમાં પિતાની શક્તિ ઉપરાંત આટલું દ્રવ્ય તો વાપરવુજ અને અમુક પ્રકારે જ્ઞાતિભોજન કરાવવું એ કાંઇ શાસ્ત્રઆજ્ઞા નથી. પણ યથા શક્તિ સુપાત્ર વરને ઘેર તેડાવી તેનું મધુપર્ક વિધિથી પૂજન કરી કન્યાને મંગળ અલંકારો (ડાબા અને જમણા પગની બે આંગળીઓ તથા બે હાથની ટચલીની જોડેની આંગળીઓએ છ વીટીઆં, પગમાં કલ્લાંઇઓ કે સાંકળાં, હાથે ચૂડલીઓ અને કંકણ, નાકે ફુલ તથા કાને કાપ કે ઠોળીઆં )થી તથા સુંદર વસ્ત્રોથી શણગારી તે કન્યાનું દાન કરવુ; ને દાન ઉપર માત્ર એકજ રૂપીઓ દક્ષણા આપી વરકન્યાને જમાડવાં; એટલુજ શાસ્ત્રવિહિત કરવાનું છે. ને તેથી વિશેષ જે થાય છે તે માબાપની મોટાઇ અને જગતની કીર્તિ માટે થાય છે. તેથી તેમા કેમ વર્તવુ' તે માબાપની ઇચ્છા અને શક્તિ ઉપર છે.

એક સુજ્ઞ પિતાએ પોતાની પવિત્ર પુત્રિને અનેક સદ્ગુણો તથા વિદ્યા—કળામાં પ્રવિણ કરી, તેનુ પોતાની જ્ઞાતિના સુપાત્ર વરને કન્યાદાન આપ્યુ. પછી તે પુત્રીને જગતરૂઢી પ્રમાણે જ્યારે વિજયાદશમી પર પ્રથમ સાસરે મોકલવાનો પ્રસંગ આવ્યો ત્યારે "પ્રસ્થાનસમયે વૃધ્ધોને અભિવંદન કરવું અને તેમણે પ્રયાણ કરનારી કન્યાને શુભાશીર્વાદો દેવા" એવો શાસ્ત્રોક્ત વૃધ્ધ પરંપરાનો પ્રચાર હોવાથી તે નવોઢા પુત્રી બીજા વિશેષ વૃધ્ધોને વંદન કરી, જ્યારે પોતાને જન્મ આપનાર અને નિરંતર પોતાનાપર કૃપામૃતની વૃષ્ટી કરી અસંખ્ય ઉપકાર કરનાર પોતાના પ્રેમી પિતાને પ્રણામ કરવા આવી. જેને જોતાંજ તે પિતાને આ મારા નેત્રનો આનંદ આજે મારાથી વિખુટો પડશે એવો વિ-

ચાર આવવાથી આંખોમાં સ્નેહાશ્રુ ભરાઈ આવ્યાં, પરંતુ તે વિચક્ષણ પિતાએ આવા મંગળ સમયે અશ્રુપતનને અનુચિત સમજી પોતાની આંખોમાંજ તે રોકી રાખ્યાં. પછી તેણે જો કે પોતાની પુત્રીના મનમાં ઓછું ન આવે એવી રીતે સાસરવાસો તો કરેલો હતો; છતાં પણ મારાથી કાંઈ થયુ નથી એમ માની તે પોતાની પુત્રીને પ્રણામ કરતી જોઇ તે સુજ્ઞ પિતાએ સાસરવાસાની ન્યૂનતા પૂરી કરવા સારું પોતાની પુત્રી જેથી શ્વશુરાલયમાં અખંડ સુખી થાય એવો નિર્મળ બોધ આપતાં બોલ્યા કે; " હે મારી લાડકવાઇ પુત્રી ! જો કે આજ સુધી મેં તને એક ઘડી વાર પણ મારી દૃષ્ટિથી જૂદી પાડી નથી; પરંતુ મારા ઘર કરતા તારા અખંડ સુખનુ સ્થાન કેવળ તારા પતિનુંજ ઘર જાણી તને તારે સાસરે મોકલું છુ, છતાં તું એમ ના સમજશ કે તારા પોષણ માટે જોઇતાં અન્ન-વસ્ત્રનો મારે ઘેર અભાવ છે, પણ બેન ! જેમ સુશોભિત હાથી રંકને ઘેર નહિ પણ રાજદ્વારેજ શોભે છે; તેમ ગુણવાન પુત્રી પિતાને ઘેર નહિ પણ પતિને ઘેરજ શોભે છે. પુત્રી ગમે તેવી ગુણવાળી, પવિત્ર, વિદ્વાન, વિવેકી અને ડાહી હોય પણ તે યુવાવસ્થામાં જો પિતાને ઘેર રહે, તો તે અને તેનો પિતા જગતમાં નિંદાપાત્ર થાયછે. પિતા ગમે તેવો સદ્‌ગૃહસ્થ, મોટો ધનવાન કે રાજા હોય તથાપિ પુત્રીને ઘેર રાખવાથી તેની જગતમાં અપકીર્તિજ થાયછે. કોઇ પણ માણસ પોતાને ત્યાં રહેલી પારકી થાંપણ તેના ધણીને પાછી સોંપ્યા વિના નિશ્ચિંત અને શાંત થતો નથી, તેમ પુત્રીધન પણ સદાય પારકુંજ ગણાય છે; માટે તે જ્યારે ત્યારે પણ ધણીને ત્યાં મોકલવાથી પિતા નિશ્ચિંત થાયછે. આ સબંધને મળતુંજ શાકુંતલનાટકના ચોથા અંકમાં કાશ્યપમુનિનું વચન છે કે—

" अर्थो हि कन्या परकीय एव,
तामद्य संप्रेष्य परिगृहीतुः ।
जातो ममायं विशदः प्रकामं,
प्रत्यर्पितन्यास इवान्तरात्मा ॥

**ભાવાર્થ:**—કન્યારૂપી ધન અવસ્ય પારકુંજ છે, તે પરણનારને ઘેર મોકલવાથી, 'પારકી થાંપણ ધણીને પાછી આપવાની પેઠે આ મારો નિર્મળ જીવાત્મા આજે અત્યંત નિશ્ચિંત અને શાંત થયો."

વળી હે પુત્રી ! સ્ત્રીઓનો ધર્મ એવો છે કે તેમણે પહેલી એટલે બાલ્યાવસ્થામાં માતા-પિતાની સ્વાધીનતામાં રહી માતા-પિતાની પ્રીતિ મેળવવી. તથા પોતાનાથી જેટલું મેળવાય તેટલું વિદ્યા, કળા, જ્ઞાન, ગુણ, ચતુરાઈ અને પોતાને સંસારમાં ઉપયોગી થવાના સાધનરૂપ સર્વ પ્રકારનું જ્ઞાન મેળવવુ. અને તે પછી માતા-પિતા જે યોગ્ય અધિકારી વરને પોતાનુ દાન આપે તેના સ્વાધીનમાં રહેવા સારું તે વરને ઘેર જવુ. અને માતા-પિતા કન્યાદાન સમયે જે સંકલ્પ કરીને જે વરને પોતાનું દાન કરે, તે માતા-પિતાની પ્રતિજ્ઞારૂપ સંકલ્પના સર્વ આશયને સિદ્ધ કરી બતાવવો. એ ગુણવાન પુત્રીનો ધર્મ છે. તે સંકલ્પ સંસ્કૃત ભાષામાં આવો થાય છે.—" અમે આજ આ મહિનામાં, આ પક્ષમાં, આ તિથિ, વાર, નક્ષત્ર, યોગ ને કરણમાં આટલાં પ્રવરવાળા, અમુક ગોત્રના, અમુક વિદ્યા ભણેલા, અમુક નામના વિષ્ણુસ્વરૂપ વરને અમુક પ્રવરોવાળી, અમુક ગોત્રના, અમુક પિતાની, અમુક નામવાળી લક્ષ્મીસ્વરૂપ કન્યાને અમારી શક્તિ પ્રમાણે વસ્ત્ર-ઘરેણાથી શણગારેલી મળી આવેલા ઉપસ્કરો સહિત, પ્રજાપતિ દૈવતવાળી ( બ્રહ્માની

પેઠે પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિવાળી) પુરાણોમાં કહેલા જ્યોતિષ્ટોમ અને અતિરાત્ર યજ્ઞોના ફળની ઇચ્છા સારું તથા કન્યાદાનકલ્પ નામના ગ્રંથમાં દર્શાવેલા સર્વ ફળોની સિદ્ધિ થવા સારુ ને પ્રજા ઉત્પન્ન કરવા માટે સ્ત્રીરૂપે અર્પણ કરીએ છીએ" માટે હે પુત્રિ! તું અમારા બન્ને દંપતિના (સ્ત્રી-પુરુષના) ઉપર કહેલા સંકલ્પની વિઘ્નાતક ન થતાં નિરંતર તારા સ્વામીને તારું તન મન અને ધન અર્પી દઇ, સ્વાધીનજ થઇ રહેજે; ને એ અમારી સંકલ્પરૂપ પ્રતિજ્ઞા તું સાચી કરી બતાવજે. હે બેન! તને અત્યાર સુધી મારી આંખોથી અલ્પ વાર પણ અલગી કરી નથી; પણ જેમ કોઇ રાજ્યાધિકારીના અધિકારમાં વૃદ્ધિ થાય અને તેના માસિકમા પણ વધારો થાય એવા સ્થળમાં તેણે પ્રસન્નતાથી જવું જોઇએ ને તેના હિતેચ્છુઓએ પણ તેને તે ઉન્નતિના સ્થળે જવા અનુમોદન આપવુ જોઇએ, તેમ તને પણ તારા સુખની વૃદ્ધિ અને તારી ઉન્નતિના સ્થાનરૂપ તારા સ્વામિનું ઘરજ વાસ્તવિક હોવાથી તારે ત્યા પ્રસન્નતાથી જવુ પણ જોઇએ; ને મારે તને હર્ષથી મોકલવીજ જોઇએ. સ્ત્રીને જે સુખ પીયરમાં માતાથી મળે છે તે ગણ્યુગાંઠયું મળે છે, ભાઇથી જે સુખ મળે છે તે ગણ્યુગાંઠયુ મળે છે, ને પિતાથી પણ જે સુખ મળે છે તે ગણ્યુગાંઠયુંજ મળે છે; પણ પોતાના સ્વામીથી જે સુખ મળે છે તે સુખ એવુ છે કે તે બીલકુલ ગણી શકાય કે વર્ણન કરી શકાય એવુ નથી. સ્ત્રીઓને ખરા સુખનો ભંડાર પોતાનો સ્વામીજ છે. આ લોક ને પરલોકના સુખનો હેતુ પણ પોતાનો પતિજ છે. માટે અવશ્ય સ્ત્રીઓએ નિરંતર સાસરે રહિને અનન્ય ભાવે સ્વામી સેવાજ કરવી જોઇએ. સ્ત્રી ગમે તેવી સુજ્ઞ, ચતુર, વિવેકી અને બુદ્ધિમાન્ હોય તોપણ તે પીયરમાં રહેવાથી નિંદા-

પાત્ર થયા વિના રહેતી નથી. સ્ત્રીમાં સહસ્ત્ર અવગુણ હોય તથાપિ જો તે પતિને ઘેર રહી પતિસેવામાં નિરંતર તત્પર રહેતી હોય તો તેના સર્વ અવગુણો ગુણરૂપે મનાય છે. જેમ પદભ્રષ્ટ થયેલો રાજા શોભતો નથી, તેમ પતિથી વિમુખ થઇ પીયરમાં રહેલી વિદ્વાન, ચતુર ને પવિત્ર સ્ત્રી હોય તો પણ તે શોભતી નથી. અંધકારનો નાશ કરી રાત્રિનો પ્રકાશ કરનાર, કૈરવો (ચંદ્ર મુખી કમળો )નો વિકાસ કરનાર ( ખીલાવનાર ) તથા ગ્રીષ્મ ( ઉનાળાની ) ઋતુના તાપની શાંતિ કરી જનમનને પ્રસન્ન કરનાર ચંદ્રમા પણ દિવસે સૂર્યના ઘરમાં રહેવાથી શોભતો નથી; પણ રાત્રિરૂપ પોતાના ઘરમાજ શોભે છે. તેમ ગમે તેવી ડાહી, શાણી અને ચતુર સ્ત્રી હોય, તે પોતાના પતિના ઘરરૂપ પોતાનુ ઘર મૂકી પરઘરરૂપ પિતાના, ભાઇના કે અન્ય સંબંધીના ઘરમાં રહેતી હોય તે શોભતી નથી. માથાના વાળ, આંગળીઓના નખ અને મોમાંના દાંત, શરીરથી જૂદા પડેલા હોય તે જેમ હલકા, તુચ્છ ને સ્પર્શ પણ ન કરવા યોગ્ય ગણાય છે, તેમ પતિવિમુખ થયેલી સ્ત્રી પણ હલકી, તુચ્છ ને આદર પણ ન આપવા યોગ્ય ગણાય છે. અધિકારતૂટેલો અધિકારી જેવો રખડતા પથરા જેવો હલકો ગણાય છે, તેમ ધણીથી વિરુદ્ધ થઇ સ્વતંત્ર રહેનારી સ્ત્રી હલકી ગણાય છે. હીરા, મણિ અને માણેક આદિ રત્નો પણ જેમ સોનાના અલકારોમા જડાયેલાં હોય તે જેવાં મહા મૂલ્યવાન, સુશોભિત અને કાંતિમાન લાગે છે, તેવા અલંકારોમાંથી ઉખડી છૂટાં પડેલાં લાગતાં નથી. તેમ જે સ્ત્રી સ્વામીને ઘેર રહે છે તેજ સારી કીર્તિવાળી, પ્રતાપી અને સ્તુતિપાત્ર ગણાય છે. પણ સ્વામીથી વિખૂટી પડેલી, ગમે તેવાં સારાં આચરણો વાળી હોય તથાપિ તે જગત્માં નિંદાપાત્ર થઇ શોભતી નથી. સ્ત્રીઓએ પોતાની

પરમપ્રીતિનું સ્થાન તથા મોટામાં મોટા સુખનું સ્થાન પોતાનો સ્વામીજ માનવો જોઇએ. જેવો હરિજનોનો પ્રેમ પ્રભુપર હોય છે, તેવોજ પ્રેમ પવિત્ર પ્રમદાનો પોતાના પ્રિયતમપર હોવો જોઇએ. જેવુ લોભીનું મન દ્રવ્યમાં લાગેલું હોય છે, તેવું જ મન પતિવ્રતાનું પોતાના પતિમાં લાગેલું હોવું જોઇએ. જળના વિયોગમાં માછલું એક ક્ષણ પણ રહી શકતું નથી, તેમ પ્રેમીલી પતિવ્રતા લેશ વાર પણ સ્વામીના વિયોગમાં રહી શકતી નથી. ચકોર પક્ષીનો જેવો પ્રેમ ચંદ્રમા ઉપર હોય છે, તેવો જ પ્રેમ સતીનો સ્વામી પર હોય છે. જેમ કમળો સૂર્યનું દર્શન થતાંજ વિકાસ પામે છે તેમ સાધ્વી સ્ત્રીઓનાં હૃદયકમળો પોતાના સ્વામીના મુખનું દર્શન થતાંજ પ્રસન્ન પ્રસન્ન થઇ જાય છે.

હે મારી ગુણગૌરી (ગુણોથી શુદ્ધ) પુત્રી ! તેં જન્મ ધરીને અત્યાર સુધીમાં માત્ર માતા–પિતાનું કુટુંબ જ જોયું છે પણ પરકુટુંબ તેં ક્યારે પણ જોયું નથી ને તેમાં લેશ માત્ર વાસ પણ કર્યો નથી. તેથી તને અપરિચિત કુટુંબમાં વાસ કરવાનો સમય પ્રાપ્ત થતા ત્યાં તને કાંઇ પણ ઓછું ન આવે, અણગમો ના ઉપજે, ઉદાસ થવું ના પડે અને ત્યાં પ્રતિકૂળતા ન જણાતાં સર્વ અનુકૂળ પડે, ને તારા સર્વ દિવસો આનંદમા વીતે એટલા માટે તને હું ટુંકામાં જે પ્રબોધ આપુછું તે તુ તારા હૃદયપટ્ટ પર ક્યારેય ન ભુંસાય એવી રીતે આળેખી લેજે.

પ્રથમ તો એ કે તું ઘણીજ નમ્ર અને શીળા સ્વભાવની થજે; પણ કદાપી તારો પોતાનુ ધાર્યુજ કરવાનો આગ્રહી સ્વભાવ રાખીશ નહિ. વળી તું એમ પણ માનીશ નહિ કે હું સાસરાના કરતાં ઉંચા કૂળની, વિદ્વાન અને ધનવાન પિતા તથા ચતુર માતાની ઘણી રૂપાળી તથા ગુણ–વિદ્યામાં પ્રવીણ પુત્રીછું; ને

આ બધું જડ, અજ્ઞ તથા મૂર્ખ કુટુંબ છે, એમ જાણી તેઓ પર દાબ રાખવા જઇશ નહિ. અહીં જેમ તુ કોઇકોઇ વાર તારા સ્વતંત્ર સ્વભાવથી વર્તતી, તેમ તુ કયારે પણ ત્યાં વર્તાશ નહિ. મા–બાપની પાસે તો દીકરી ગમે તેવાં લાડ કરે, સ્વતંત્રતાથી વર્તે, તો પણ માતા--પિતાનો તો પોતાનાં સંતાનોપર નૈઃસર્ગિક (સ્વાભાવિક) પ્રેમ અખંડ રહેલો હોવાથી તેઓ પોતાની પુત્રીઓના ગુણ--અવગુણ સામું જોતાં નથી. પણ સાસરામા તો "પુત્રનાં લક્ષણ પારણામાંથી ને વહુનાં લક્ષણ બારણામાંથી" એ લોક કહેવત પ્રમાણે સાસરે જતાંજ ત્યાંનાં માણસો તારા ગુણ--સ્વભાવનું પારખું કરવા તત્પરજ રહેલા હશે; એમ જાણી તું ત્યાં તારો કોઇ પણ અવગુણ તે શ્વસુરકુટંબનાં માણસોના કળવામાં આવવા દઇશ નહિ. અને તું અનેક ગુણોની ખાણરૂપ બની સર્વને તારા સુચરિત્રોથી સર્વદા આનંદરૂપ નીવડીશ એવી તેમને પ્રથમજ ખાતરી કરી બતાવજે. ચતુર પુત્રી ! તુ સાવધાની રાખજે કે, જો તેઓ તારામાં કોઇ પણ અવગુણનો અંશ માત્ર પણ જોઇ શકશે તો તેમના હૃદયમાં તારા વિષે અયોગ્ય અભિપ્રાય બંધાશે તો તે તને જન્મારો દુઃખનુ સાલ થશે. માટે તું શ્વસુરગૃહમાં પગ મૂકતાં જ તારા મનમાં એવો ઉત્સાહ રાખજે કે, હું મારા પતિને અને પતિકુટુંબને ક્યારે પ્રિય થઇ પડું ? હે બેન ! તુ તારો સ્વભાવ પાણીના સરખો રાખજે, જેમ પાણી જેવા રંગમાં મળે તેવા રંગનું થઈ જાય છે તેમ તારે પણ તારા સાસરાના ઘરમાં જેવા જેવા માણસના સહવાસમાં બેસવા, ઉઠવા, રહેવા કે કામકાજના પ્રસંગમાં આવવાનું થાય ત્યાં તારે તે માણસના સ્વભાવનેજ અનુસરવું. જે સ્ત્રી સૂકા કાષ્ટની પેઠે અક્કડ રહી પોતાના આગ્રહી સ્વભાવનો ત્યાગ ન કરતાં પોતાનું અભિમાન

જાળવવા શ્વસુર કુટુંબનાં માણસોથી વિરૂદ્ધ વર્તન કરે છે તે આ સંસારમા સૂખી નહિ થતાં નિંદા પાત્ર થઈ દુખી થાય છે. માટે પોતાના અપમાનને આગળ કરીને તથા માનને પાછળ રાખી જે પોતાનું કાર્ય સાધી લેછે તેજ બુદ્ધિમાન્ સ્ત્રી ગણાય છે. સાસરાના ગામને ગુણવતી સ્ત્રીઓ ઇંદ્રપુરી સમાન માને છે ને તેમના કુટુંબનાં સર્વ મનુષ્યોને દેવતાઓરૂપે માને છે. તથા પોતાના સ્વામીને ઇંદ્ર સમાન અથવા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સમાન માની પતિવ્રતા, ઇંદ્રાણી, સાવિત્રી, લક્ષ્મી અને પાર્વતી જેમ પોતાના સ્વામીઓની અનન્ય ભાવે સેવા કરે છે તેમજ તે પણ પોતાના સ્વામીની અનન્યભાવે સેવા કરે છે. હે પુત્રી ! તું સાસરે રહીને પોતાના પતિગૃહનેજ દેવસદન માની, પીયર જવાની ઇચ્છા કરીશ નહિ; પણ જ્યારે હું તને વ્યવહારની રીતે મારાં વિશ્વાસપાત્ર માણસોને તેડવા મોકલુ ત્યારે તું તારા પતિની અને સાસુ–સસરાની આજ્ઞા લઇનેજ અહી આવજે.ને તેમની અનુમતિથી અધિક પિતાને ઘેર રહેવાનો લોભ કરીશ નહિ. હે બેન ! જ્યારે તું તારા સાસરાને ઘેર હોય ત્યારે કયારે પણ તારા સાસરાના ગામની નિંદા અને બાપના ગામનાં વખાણ કરીશ નહિ, વળી જ્યારે તારી સાસુ પાસે બેઠી હોઉ ત્યારે તેમની પાસે કયારે પણ તારી માના ગુણોનું વર્ણન કરીશ નહિ, વળી તારા સાસરાના સમક્ષમાં કે તેમના કુ-ટુંબના સમક્ષમાં તારા બાપના ગુણ–ચાતુર્ય કે વૈભવ–વિદ્યા અને સંપત્તિનુંપણ વર્ણન કરી તેમના મનમા પરિતાપ ઉપજાવીશ નહિ. એટલું જ નહિ પણ તું તારે મોઢે તારા ગુણ—જ્ઞાનનાં પણ વખાણ કરીશ નહિ; અને તેમ કરીશ તો તારાથી મોટાં જે તારાં સાસુ, જેઠાણી કે નણંદ આદિ હશે તેમને તું ઇર્ષ્યા પાત્ર થઇશ. તું સાસરે રહીને તારી સાસુને જે સંજ્ઞાથી

તારો સ્વામી બોલાવતા હોય તેજ નામથી બોલાવજે. તારા સસરાને જે શબ્દથી તારો સ્વામી બોલાવતા હોય તેજ શબ્દથી બોલાવજે. ને તેમની તું માતા–પિતાથી અધિક ભાવ રાખીને સેવા કરજે. તારી સાસુની અંગસેવા કરતાં જરાપણ મનમાં સંકોચાઇશ નહિ; અને તારા સસરાની અંગસેવા તારા સ્વામીની અનુમતિથી તેમના સમક્ષમાં તથા અશક્ત સ્થિતિમાં કરવાનો બાધ સમજીશ નહિ. તારા સાસુ–સસરાના અભાવમાં તારી મોટી જેઠાણી અને જેઠ વિષે માતા–પિતાનો ભાવ રાખવાનો છે. ને તારાં જેઠાણીને સાસુને ઠેકાણે માની તેમની પણ બનતી સેવા કરજે. તેમનાથી નાની જેઠાણીઓને તુ મોટી બેનોને ઠેકાણે માનજે; ને તેમના સ્વામીઓ ( તારા જેઠો ) ને તુ તારા મોટા ભાઈ સમાન ધારી તેમના પ્રતિ નિત્ય માનની લાગણીથી વર્તજે. તારા દીયરોને નાના ભાઇ બરોબર અને દેરાણીઓને નાની બેનો તુલ્ય માની તેમના ઉપર પણ વાત્સલ્ય ભાવ રાખી તારાથી બનતા પ્રયત્ને તુ તેમની સંભાળ રાખજે. તારી મોટી નણંદોને પણ તુ મોટી બેનો રૂપે માની તેમના પર પણ પૂજ્યબુદ્ધિ ધારી, નિરંતર તેમનું માન જાળવજે. ને નાની નણંદો હોય તેમનાપર પણ ઘણો પ્રીતિભાવ રાખી તું પ્રતિદિન તેમની સંભાળ રાખી તારી નાની બેનો જાણી, કયારે પણ તેમને સંતાપીશ નહિ. બીજાં પણ તારા પતિનાં જે જે વૃદ્ધ સંબંધિઓ હોય તે સર્વના પર પ્રેમ ભાવ રાખી તેમનું માન અને મર્યાદાનો તુ લોપ ન કરતાં યથાશક્તિ તે સર્વની પણ સંભાળ રાખજે. જેથી તેઓ તારા ગુણને લીધે તારા ઉપર પ્રસન્ન થઇ તને શુભ આશીર્વાદ દઇ તારા સુખનો ઉત્કર્ષ જોવા નિરંતર ઉત્સુક બની રહેશે. વળી હે બેન ! તું એક એટલી શિખામણને તારા હૃદયપટ્ટ ઉપર ન ભુંસાય એવી રીતે આળેખી

રાખજે કે, તારા ઘરનાં માણસો પરસ્પરમાં જે વાત કરતાં હોય તે તું જાણે કે સાંભળીજ નથી એમ ધારી તે વાત પાડોશનાં કે બીજાં માણસોને કહી દેવાનો હલકા હૃદયવાળો સ્વભાવ રાખીશ નહિ. બીજા ગુણોની સાથે ગુપ્ત વાર્તા જીરવી રાખવાનો સ્વભાવ પણ એક મોટા ગુણરૂપ ગણાય છે. કોઇની માઠી વાત સાંભળવામાં આવે તો તે માણસને મોઢે જઇ કહી દેવાનો સાહસી સ્વભાવ મોટામાં મોટો દુર્ગુણ મનાય છે. પરસ્પર એક બીજાની વાત સાંભળી એક બીજાની ચાડી કરી માંહોમાંહ્ય વઢવાડ કરાવવાની ટેવ પણ સ્ત્રીઓને મોટા દૂષણરૂપ ગણાય છે. વળી પાંચ વૃદ્ધ માણસો વાતો કરતાં હોય કે ઘરમાં પોતાનાં સાસુ–સસરો કે જેઠ–જેઠાણી પોતે પોતાની મેળે વાત કરતાં હોય તો તેમાં તારે તે વાત સાભળવા છાના કાન માંડવા નહિ; ને જો તેઓ તને તે વાત સભળાવવાની હોય ને સંભળાવે તો તારે તે વાત બીજા માણસોને કહેવી નહિ. તારા ગુણ ચતુરાઇ વધારે જોવામાં આવતાં તારા ઘરનાં માણસો કદાપિ કોઈ કામમાં સલાહ લે, તો તારે બહુજ ગંભીરતાથી આગળ–પાછળનો વિચાર કરી કાર્યના પ્રયોજન અને પરિણામ પર લક્ષ્ય રાખી ધીમેથી મોટાંઓનું માન જાળવી પ્રત્યુત્તર આપવો. ને તે કામમાં જો તારું લક્ષ્ય ન પહોંચે તો કાંઇ પણ ન બોલતાં તે તે વડિલોનેજ માથે વિનયથી સોંપવું. તને કોઇ ગૃહકાર્ય સંબંધી પૂછે તો તેમાં તારે પ્રથમ વિચાર કરવો કે આ કાર્ય મારી શક્તિ પૂરતું છે ? કે અધિક છે ? મને એ કાર્ય સંપાદન કરવાનું જ્ઞાન છે કે નહિ ? મારા અનુભવ બહારનું છે કે જોયું–જાણીતું છે ? ને બનશે કે નહિ ? એટલું વિચારી તેમને યક્તિપૂર્વક ઉત્તર દેવો. જે તું જાણતી ન હોય તેમાં મિથ્યાભિમા રાખી, ‘ હા, હું જાણું છુ; ને એ મને આવડે છે.’

એમ બોલી કયારે પણ હાંસીને પાત્ર થઇશ નહિ. ભણ્યા-વાંચ્યા કે જાણ્યા કરતાં પણ વૃદ્ધ અનુભવીઓ પાસેથી કેટલુંક શિખવાનું મળે છે; માટે તેઓ અનુભવવૃદ્ધ વડિલો પાસેથી નમ્રતાથી ને તેમની સેવાથી તારે કેટલુંક સંસાર વ્યવહારનું અને ગૃહ કર્તવ્યનું જ્ઞાન જાણી લેવા નિરંતર ઉત્સુક રહેવુ. જે કામ તને ના આવડે તેમાં તારે માથું મારી તે કામ કરવા આગળ પડવુ નહિ. પ્રતિદિન તારે તારા સ્વામીના પહેલાં પ્રાતઃકાળમાં ઉઠવું ઉઠીને તુરત પ્રથમ તારા સ્વામીના ચરણકમળોને નમન કરી તેમના મુખમાર્તંડ ( મુખરૂપ સૂર્ય ) નુ દર્શન કરી, તારે તારી શૌચ ક્રિયાથી પરવારી કેશરચના કરી (માથું હોળી ગુંથી) સ્નાન કરવુ. પછી જો તારો સ્વામી પણ ઉઠેલા હોય તો તેમને પણ જોઇતાં દાતણ-પાણી આપી તેમને નહાવા માટે ઊનુ-ટાઢું પાણી, શરીર લૂછવાના ટુવાલ અને પહેરવાનાં શુદ્ધ પવિત્ર વસ્ત્રો તથા આચમનીય જળનું પાત્ર, એ બધુ તૈયાર કરી આપી, તેમને નિત્યનિયમ (સંધ્યાવંદન, દેવપૂજન, જપ અને હોમ ) કરવાના સ્થળને સ્વચ્છ કરી ત્યાં સર્વ ઉપયોગી સાહિત્યો તૈયાર કરી આપવા. ને જ્યારે તેઓ સ્નાનથી પરવારી પોતાની ધર્મ ક્રિયામાં જોડાય ત્યારે તારે પણ તેમની અનુજ્ઞા લઇ સમીપપમાંજ રહિને સ્ત્રીઓના નિત્યકર્મમાં બતાવેલી ધર્મક્રિયાઓ શ્રદ્ધાપૂર્વક કરવી. અને તે પછી તારે રસોઈ કરવાના કામમાં પ્રવૃત્તિ કરવી. પ્રત્યેક કાર્યમાં તન્મય થયા વિના કોઇ પણ કામ સુધરતું નથી; માટે બેન! રસોઇ કરતાં બહુજ ધીરજ રાખી, તેમાંજ પોતાનું મન રાખી ધીમો તાપ રાખી રાંધવાના સર્વ પદાર્થો સમયસર જોઇ તપાસી ચઢયા કાચા જોઇ સમયસર ચૂલેથી ઉતારવા. શાક દાળ વગેરેમાં નાખવાના સર્વ મશાલા વગેરેના માપમાં, લોટમા નાખવાના મોણમાં, અને રાંધવાના ચોખા દાળ

વગેરેમા ઓછા–વધતા રાખવાના પાણીમાં બહુજ ધ્યાન આપવું. તેમજ શાકાદિમાં મીઠું કે મરચું, હળદર કે હીંગ વધુ ઓછાં પડી જાય તો તે વિરૂદ્ધ સ્વાદવાળાં થાય છે. મોંણ પણ વધુ ઓછુ પડી જાય તો તેનું જે કરવું હોય તે ધાર્યા પ્રમાણે થતું નથી. પાણી પણ લોટમાં વધુ ઓછુ પડી જાય તો તેમાં તેનું જે કરવું હોય તેમાં ઘણી અડચણ પડ છે; ને જોઇએ તેવું થતું નથી. ને દાળ ચોખામાં પાણી ઓછુ રહે તો બળી જાય કે કાચું રહે ને બે સ્વાદ થાય. તથા વધુ પાણી પડતાં પણ બે સ્વાદ થાય. વળી રાંધવાના પાત્રો ચૂલેથી ઉતારવામાં સાહસ નહિ કરતાં ધીમે રહી પવિત્ર મસોતાં રાખી ઉતારવાં. ચૂલા પાસે રહેવું પડે ત્યારે પણ પોતાના વસ્ત્રોને અગ્નિની ઝાળનો સ્પર્શ ન થાય, એઠા ન થાય કે હાથે પગે અગારો ન ચ પાય તે વિષે પૂર્ણ સાવધાની રાખવી. શરીરને સંભાળવામા ધ્યાન આપી રસોઈ કરવી. તે રસોઇ ઉપર જ પોતાનો, પોતાના સ્વામીનો ને તેમના કુટુંબના જીવનનો આધાર છે એમ જાણી, તે અન્નપાત્રો ઉઘાડાં રાખવાં નહિ. ભોજન કરનાર પોતાનો સ્વામી અથવા તેમના કુટુંબને પવિત્રતા જાળવી પીરસીને જમાડવા. રંધાયેલા પદાર્થોમાથી સર્વ જમનારાં માણસોને બધા પદાર્થો પીરસવામા ભિન્નભાવ રાખવો નહિ ને તે પતિ અને પતિનું કુટુંબ જમ્યા પછી જમવુ. ઘર કુટુંબમાં કોઇ વૃદ્ધ, રોગી કે બાળક હોય તેમની સંભાળ લઇ તેઓને સર્વ પહેલાં જમાડવાં. રસોઇ થઈ ગયા પછી કોઇ અતિથિ અભ્યાગત આવી મળે તો તેને પણ યથાશક્તિ અન્ન આપવું અને તે પછી તારે પણ પથ્ય અને મિત આહાર લેવો. ભોજન થઇ ગયા પછી તારે તારા સ્વામીને મુખવાસ આપી, તેની અનુમતિ લઇ બીજા ગૃહકાર્યમાં ગુંથાવું. એઠું અબોટ કરી લઇ ઘરમાં જે જે ઉપયોગી સામ-

ચીઓ હોય તે સર્વ સંભાળવાં—સ્વચ્છ કરવા. વસ્ત્રો શુદ્ધ રાખવાં. ને નવાં વસ્ત્રોમાં કસારી કે ઉંદરથી કાંઈ બિગાડ થતો હોય તે પણ સંભાળવાં. ઘરમાં દાળ, ચોખા, ઘઉ કઠોળ વગેરે જે અન્નો ભરેલાં હોય તે સળી જતાં હોય કે બગડી જતાં હોય તે પણ ભોજન પછીના સાંજના વખતમાં તારે સંભાળવાં. ઘરમાં સ્વચ્છતા રાખવી. એટલાં આવશ્યક કાર્ય કરતાં તેમાંથી સમય મેળવીને કોઇ સારાં પતિવ્રતધર્મનાં બોધક પુસ્તકો વાંચવાં. કિંવા જેમાં ધર્મ-નીતિનો બોધ હોય તેવા સારા ગ્રથો સમજીને વાંચવા. સાયંકાળ થતાં ઘરમાં ઘીના દીવા પ્રકટી, બીજા પ્રકાશમાં ઉપયોગી દીવા પ્રકટવા યથાશકિત થોડો ઘણો સમય પોતાના નિત્ય કર્મમાં જપ આદિ ધર્મ કર્મમા લઇ રાત્રિના ભોજન સબધી કામમાં ગુંથાવુ અને તેથી પરવારી કોઇ સત્શાસ્ત્રનુ અવલોકન થાય તો યથાશકિત કરવું. ને તે પછી પોતાના સ્વામીને માટે શયન (પથારી કે પ-લંગ આદિ) પાથરી આપવાં. તે પછી શયન સ્થાન પાસે શુદ્ધ જળનું પ્યાલા સહિત જળપાત્ર મુકી, જ્યારે પોતાનો સ્વામી શયન કરે ત્યારે તેમની શ્રીઈશ્વરભાવે ચરણ સેવા કરવી. એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. સ્ત્રીનુ સુંદરરૂપ, સારાં વસ્ત્ર, અલંકાર અને ચતુ-રાઇ એ બધા જો પતિસેવામાં ઉપયોગી થતાં હોય તો તે સફળ છે; નહિ તો તે ઉંટનો બરડો ને બકરાના આંચળની પેઠે નકામા છે. સ્ત્રીઓને પોતાના સર્વ શણગારો સજવા, પોતાનું સૌંદર્ય શો-ભાવવું, સારાં વસ્ત્રો, ઘરેણાં અને માથાનો ચોટલો, કપા-ળનો ચાંલ્લો, આંખનું અજન અને તાંબુલ (પાન) એ બધાં સૌભાગ્યનાં ચિહ્નો ગણાય છે તે લોકોને દેખાડવા માટે નથી; પણ માત્ર સ્વામી સેવા કરતાં પોતાના ધણીનું મન રીઝાવવા સારુંજ છે. દિવસે જૂદા જૂદા રંગ કરી, નાટકનાં પાત્રોની પેઠે ટાપટીપ

કરી ચટક મટક ચાલી પોતાની ચતુરાઇ જણાવી કેટલાક લુચ્ચા લફંગા, કુટીલ યુવકોને પોતાનાં સૌંદર્ય અને ફટડાઇ જણાવી, પોતાના ઉપર ખોટો મલિન ભાવ ઉપજાવી દૂષણ પાત્ર થવું તે પવિત્ર પતિવ્રતાઓને ઘટતુ નથી. પોતાના સર્વ સૌભાગ્યનાં ચિહ્નો પતિના સામીપ્યમા ધારણ કરવાં. ને તેના વિયોગમાં ભૂમિશયન પૂર્વક બ્રહ્મચર્ય પાળવુ ને અંજન, કેશસંસ્કાર અને તાંબુલનો ત્યાગ કરવાનું સ્ત્રીધર્મમાં કહ્યું છે. માટે પોતાની જે જે પહેરવા–ઓઢવા અથવા શરીર શણગારવાની હોશ હોય તે પોતાના પતિના સમીપમાંજ તેનુ મન રીઝવવા તે સર્વ હોંશ પૂરી કરવી

બેન ! જો હવે તને હુ આપણા આર્યશાસ્ત્રોમાં જે જે ઋષિમુનિપ્રણીત પતિવ્રતધર્મના બોધક વચનો કહેલાં છે તેમાનો થોડો ભાવ કહી બતાવુ છુ. કે જે તને નિત્ય સ્મરણમાં રાખવા સુગમ થાય માટે તું નિત્ય તેનો પાઠ કરજે.

સારા આચારમા, સાચુ બોલવામાં, વૃદ્ધોના ઉપદેશમા ને પોતાના કુળને ઘટતી મર્યાદામાં રહેનારી સારી સ્ત્રીઓને તો સર્વ પ્રકારનાં ધર્મ સાધનો કરતાં પોતાનો સ્વામી એજ સર્વથી વધે એમ છે.

જેમ તાર વિનાની વિણા વાગતી નથી, ને પૈડાં વિનાનો રથ ચાલી શકતો નથી, તેમ સ્ત્રી કદાપિ સો પુત્રોની માતા હોય તો પણ તે સ્વામી વિના સુખ પામતી નથી.

નગરમાં રહેનારો અથવા વનમાં રહેનારો, પોતાને વશ રહેનારો કે નહિ વશ રહેનારો છતાં પણ જે સ્ત્રીઓને પોતાનો સ્વામી વહાલો છે, તેમને માટેજ સ્વર્ગાદિ ઉત્તમ લોકો છે.

પોતાનો સ્વામી સારા આચાર વિનાનો, બીજી સ્ત્રીઓ પર પ્રીતિવાળો અને વિદ્યા–વિવેક આદિ સદ્ગુણોથી રહિત હોય ત-

થાપિ સતીએ તેની નિત્યે દેવની પેઠે સેવા કરવી.

સ્વામીને વશ વર્તનારી પતિવ્રતાએ પોતાના ઘરમાં રહેલાં સાહિત્ય–સામગ્રીઓની સંભાળ લઈને ઠીકઠાગ કરવા. ઘરના કામકાજમાં અને વ્યવહારમાં કુશળતા રાખવી. નિરંતર પ્રસન્ન રહેવું. બહુ ખર્ચ કરવું નહિ. ને નિત્ય સાસુ સસરાના ચરણમાં વંદન કરવું.

સ્ત્રીઓએ સ્વામીના કહ્યા પ્રમાણે કરવું, એજ સ્વર્ગનો હેતુ હોવાથી સ્ત્રીઓનો ઉત્તમ ધર્મ કહ્યો છે; જો તે સ્વામી કોઇ મહા પાપથી દૂષિત થયેલો હોય તો તેની શુદ્ધિ થતાં સુધી તેની વાટ જોવી યોગ્ય છે.

સતીએ પોતાના પુત્રો કરતાં સો ગણી વધારે પ્રીતિ પોતાના સ્વામીપર રાખવી; કારણ કે કુલિન સ્ત્રીને તો પતિ એજ બંધુ, પતિ એજ ગતિ, અને પતિ એજ પરમદૈવતરૂપ છે.

વ્યવહારનાં કામોમાં, સંસારનાં સુખો ભોગવવામા, સપત્તિઓમાં ને ભોગવિલાસમાં સ્પૃહા નહિ રાખતાં જે માત્ર પોતાના સ્વામીનીજ સ્પૃહા રાખે છે તેજ સ્ત્રી સુખી જાણવી.

ખેતરમાથી, વનમાંથી અથવા ગામથી ઘેર આવતા પોતાના સ્વામીને જોઇ ઉભા થઇ વંદન કરી બેસવા સારું આસન અને પીવામાટે શુદ્ધ જળથી ભરેલું જળપાત્ર આપી પ્રસન્ન કરવો.

પતિવ્રતાએ પરપુરુષસાથે વાતો કરવી નહીં. પોતાના સ્વામીથી અસંતોષ રાખવો નહિ. પારકા વ્યવહારની વાતો કરવી નહિ. બહુ હસવુ નહિ તથા રીસ અને ક્રોધનો પરિત્યાગ કરવો.

પોતાનો સ્વામી જે પદાર્થો ખાય નહિ, પીએ નહિ, તથા જે જમે નહિ તેનો સતીએ પણ ઉપયોગ કરવો નહિ.

કોઇ લંપટ પરપુરુષ પોતાને ધનની લાલચ આપી લોભાવે

છતાં પણ પોતાના અડગ નિશ્ચયથી ન ચળીને જે સ્ત્રી મન, વાણી ને શરીરથી પરપુરષની સેવા નથી કરતી તે મહા સતિ આ જગતના ભૂષણરૂપ ગણાય છે.

પોતાના પતિ વિના બીજો કોઇ પરપુરુષ સારા રૂપવાળો હોય, યુવાન, દેખાવડો અને સ્ત્રીઓને વહાલો હોય, છતાં પણ તે શાસ્ત્રથી નિષિદ્ધ પરપુરુષ હોવાથી જે મનથી પણ તેને ઇચ્છતી નથી તે મહાસતી જાણવી.

જે સ્ત્રી નિરંતર્ પોતાના સ્વામીનું પ્રિય તથા હિત કરવામાં તત્પર રહેલી, સારાં આચરણો રાખનારી અને જેણે પોતાથી સર્વ ઇન્દ્રિયોપર વિજય મેળવેલો છે તે સ્ત્રી આ લોકમાં સારી કીર્તિ પામીને દેહાતે અતિ ઉત્તમ ગતિ પામે છે.

જેમ સર્પ પકડનાર વાદી દરમાંથી સાપને બલાત્કારથી બહાર ખેંચી કાઢે છે, તેમ પતિવ્રતા સ્ત્રી પાપી પતિનો પણ બલાત્કારથી ઉદ્ધાર કરી પુણ્ય લોકમાં પોતાના પતિની સાથે અત્યંત આનંદ ભોગવે છે.

તે પતિભક્તિપરાયણ સ્ત્રી, સ્વર્ગલોકમાં અપ્સરાઓના સમૂહોથી સ્તુતિ કરાતાં ચૌદ ઇદ્રો થઈ જાય ત્યાં સુધી પોતાના સ્વામીસાથે દિવ્ય વૈભોગો ભોગવે છે

સ્ત્રીઓના શરીરમાં જેટલાં (સાડાત્રણ કરોડ) રુંવાડાં છે તેટલા સહસ્ર વર્ષ પર્યંત પતિવ્રતા સ્ત્રી સ્વર્ગલોકમાં વાસ કરે છે.

જે સ્ત્રી શ્રીમહાલક્ષ્મીજી જેમ પોતાના સ્વામી શ્રીવિષ્ણુભગવાનની સેવામાં તત્પર રહે છે, તે પ્રમાણે આ લોકમાં પોતાના સ્વામીની સેવામાં તત્પર રહીને સ્વામી સેવા કરે છે, તે વૈકુંઠમાં શ્રીવિષ્ણુના જેવા સ્વરૂપવાળા પોતાના સ્વામીની સાથે અપાર આનંદ ભોગવે છે.

પોતાના સ્વામીને ઘર ભણી આવતા જોઇ સ્ત્રીએ સત્વર ઉભાં થવું; તેમની સાથે બોલવામાં નમ્રતા રાખવી; તેમના ચરણ સામી દૃષ્ટિ રાખવી; બેસવામાટે આસન આપવું; તેમની સેવા કરવી; રાત્રિએ તેમના સૂતા પછી સૂવું ને પ્રાતઃકાળમાં તેમના ઉઠયા પહેલાંજ પોતે શયનમાંથી ઊઠી જવું; હે પુત્રિ! એ પ્રમાણે આગળના વૃદ્ધોએ કુલીન સ્ત્રીઓના ધર્મો કહ્યા છે.

પવિત્ર સ્ત્રીઓને પોતાના ઘરની બહાર પગ મૂકવો તે સર્પની ફેણાપર પગ ધરવા જેવું છે; પોતાના ઘરથી પારકે ઘેર જવું તે બીજા દ્વીપ કે ખંડમાં જવા જેવું છે; જેમ કૃપણનું ધન કોઇથી મેળવી શકાતું નથી તેમ તે પતિવ્રતાનું વચન લોકોને સાંભળવું ઘણુંજ અસંભવિત છે; અને તે મહાભાગાઓને તો પરપુરુષનું મોં જોવું તે તો ભાદરવાસુદી ચોથ (ધગડાચોથના) ચંદ્રજેવું ઘણુંજ અપ્રિય હોય છે.

સ્વામીસેવામાં પ્રીતિપરાયણ સ્ત્રીઓ કોઇ વ્યવહારી કાર્યમા પ્રવૃત્તિ કરાવવા સ્વામીને કહેવું હોય તો તેમા પણ ઘણીજ સાવધાનતા રાખી લેશ પણ વિનયનો ભંગ કરતી નથી. કારણ કે અવિનયથી બોલાતાં સર્વ વચનો વિવેકશૂન્ય હોવાથી લૂખાં અને સાંભળનારને કઠોર–અપ્રિયજેવા લાગે છે; ને તેવાં ક્રૂરવચનોથી પણ પોતાના પતિના સુકોમળ હૃદયને કલેશ આપવો એ પતિવ્રતાઓને ઉચિત નથી. માટે કોઇ વિચક્ષણ અને બોલવામાં ચતુર પતિવ્રતા પોતાના મધ્યાહ્નસુધી સૂઇ રહેલા આળસુ પતિને આ પ્રમાણે પ્રાર્થના કરતી વ્યવહારી કામમાં પ્રેરણા કરવા વિનયયુક્ત વાણીથી કર્તવ્યનું નિવેદન કરે છે:—

હે મારા પ્રાણવલ્લભ! હે નાથ! નહાવાનું પાણી તૈયાર થયું છે, રસોઇની સર્વ સામગ્રીઓ તૈયાર કરી દીધી છે, દેવ અને

અગ્નિની સેવાનાં સાહિત્યો તૈયાર કરી મૂકયાં છે, સમયને યોગ્ય નાહીને પહેરવામાટે ધોયેલાં શુદ્ધ વસ્ત્રો (અબોટિયા) નહાવાના સ્થળે મેલ્યાં છે; માટે સ્નાન કરો. કારણ કે આ દ્વારે આવેલા અતિથિઓ ભૂખે પીડાય છે, બાકી બીજી મારે કાંઇ ઉતાવળ નથી. એ પ્રમાણે મધ્યાહ્નસુધી સુઇ રહેલા પોતાના પતિને પ્રેમીલી પતિવ્રતા વિનયભંગ ન થાય એમ પ્રિય વચનોથી વિનવે છે.

સતી, જે કામમા પોતાના સ્વામીના આજ્ઞા ન હોય તે કામ ઉપર વૈર રાખી દુરાગ્રહથી કયારે પણ કરતી નથી; ને પોતાના પ્રાણવલ્લભને નારાયણથી પણ અધિક ગણીને નિરંતર તેનું જ ધ્યાન કરે છે.

પતિવ્રતા સ્ત્રી, સુંદર વસ્ત્ર તથા આભૂષણ ધારણ કરનારા પરપુરુષના સામુ જોતી નથી; અને યાત્રા, મહોત્સવ, મેળા, વરઘોડા, નાટક, નાચ, ખેલ અને ગાવણાં સાભળવા જતી નથી.

પોતાનો સ્વામી જે જે વસ્તુ ખાય છે–પિયે છે તે તે વસ્તુનોજ પતિવ્રતા ઉપયોગ કરે છે; પણ બાકીની વસ્તુઓ સામું તે કયારે પણ જોતી નથી. ને તે સાધવી પોતાના સ્વામીના વિયોગમાં એક ક્ષણ પણ રહેતી નથી.

સતી કયારે પણ પોતાના સ્વામીને સામો ઉત્તર આપતી નથી. અને તે પવિત્ર સ્ત્રીને કદાપિ પોતાનો સ્વામી સાહસી, તામસી ને ક્રોધી હોવાથી માર મારે તો પણ મનથી જરા પણ ક્રોધ કરી સ્વામી સાથે રીસ રાખતી નથી.

પોતાના પતિને જ્યારે ભૂખ લાગે ત્યારે સારા સ્વાદિષ્ટ પદાર્થોનું ભોજન કરાવી તૃપ્ત કરવા, તૃષા લાગે ત્યારે શીતળ સુગંધવાળું જળ આપી શાંત કરવા; ને જ્યારે નિદ્રા લેતા હોય ત્યારે ખરા અગત્યના કારણ વિના તેમને જાગ્રત કરવા નહિ. અને કાંઈ

પણ કામ બતાવવું હોય તો ઘણાજ વિનયથી તેમને પ્રેરણા કરવી; પણ આજ્ઞા કે હુકમની પેઠે અવિનયથી કામ બતાવવુ નહિ.

સતી સ્રીનો જેવો સ્નેહ પોતાના પુત્રમાં હોય છે તેના કરતાં સો ગણો પોતાના સ્વામીપર હોય છે; કારણ કે કુલવાન સ્રીને તો પોતાના સંબધીઓમાં, સદ્‌ગતિમાં અને પોતાના ભરણ પોષણમાં માત્ર પોતાનો પતિજ પોતાના આધારરૂપ હોય છે.

પવિત્ર સુંદરી અમૃત સમાન પોતાના સુંદર સ્વામીને જોતાં પ્રસન્નતાથી પોતાનુ હસતુ મુખ રાખી, સ્વામીના મુખચંદ્રને નીરખતાં તૃપ્તિ પામતી નથી.

જેના કુળમા પતિવ્રતા સ્રી હોય છે તે કૂળના એક હજાર પૂર્વજોનો ઉદ્ધાર થાય છે, અને પતિવ્રતા સ્રીનો સ્વામી અનેક પાપોથી મુક્ત થઇ જાય છે.

સતીના સ્વામીને આલોક કે પરલોકમાં કરેલા એકે કર્મનુ ફૂળ તે સતીના વ્રતના તેજને લીધે ભોગવવુ પડતું નથી, પણ સતીના સંબંધના પ્રતાપે તે સર્વ કર્મથી છુટી તે પતિવ્રતાના પુણ્યના પ્રભાવે બને જણાં વૈકુંઠમા જઇ અનેક સુખો ભોગવે છે.

જે સ્રી પોતાના સ્વામીનો ત્યાગ કરી નઠારે માર્ગે ચાલનારી છે તે નીચી સ્રી ઝાડના પોલણમાં રહેનારી ઉલૂકી (ઘુવડી) થાય છે.

જે સ્રીને તેનો વાંક આવવાથી તેનો ધણી મારવા જાય ત્યારે ધણીને સામો માર મારવાની ઇચ્છા કરે તે દુષ્ટ સ્રી વાઘણ તથા બિલાડીનો અવતાર પામે છે સ્વામીની સાથે આડી આંખે જોનારી સ્રી ત્રાંસી તથા ઉંધી પુતળીઓવાળી થાય છે.

જે પોતાના સ્વામીને મૂકીને ઘરમાં એકલી મીઠા મીઠા પદાર્થો બનાવીને ખાય છે, તે ગામમાં ભટકીને નર્ક ભક્ષણ કર-

નારી ભુંડી થાય છે. તથા વડવાગોલનો અવતાર પામે છે.

જે સ્ત્રી પોતાના સ્વામીને તુંકારો કરે છે તથા કડવાં વચનો કહે છે તે બોબડી થાય છે. ને પોતાની સોક્ય ઉપર અદેખાઇ કરી સ્વામીને સંતાપે છે તે નીચા ભાગ્યવાળી થાય છે.

જે કુટિલ સ્ત્રી પોતાના સ્વામીની નજર ચુકાવીને પરપુરુષ સામી દૃષ્ટિ કરે છે, તે કાણી, વાંકા મોંવાળી ને કદ્રૂપી થાય છે.

દુરાચરણી સ્ત્રી, પોતાનું શીલ ભંગ કરવાથી પોતાના બાપના ને ધણીના બન્નેના કુલને નીચી ગતિ પમાડી, પોતે પણ આલોક અને પરલોકમાં મહા દુ ખી થાય છે.

સ્ત્રી પોતાના સ્વામીનું અપમાન કરવાથી કયા કયા નરકમાં નથી પડતી ? અર્થાત્ બધી જાતના નર્કમાં તે પડે છે. ને તે પછી મનુષ્યજાતિમાં અવતાર ધરતાં પણ તેને કયુ કયુ દુઃખ નથી પડતું ? અર્થાત્ તેને સર્વ પ્રકારનાં દુ ખોજ ભોગવવા પડેછે.

જે સ્ત્રી પોતાનો સ્વામી દરિદ્રી કે રોગી હોય તેને નથી માનતી તો, તે વારવાર કૂતરી, ગરધણુ અને મગરીના જન્મોપામેછે.

જે સ્ત્રી દરિદ્રી, રોગી અને મૂર્ખ પતિનું પણ અપમાન કરે છે તે મૂવા પછી સાપણ થાય છે, ને તે પછી સ્ત્રીના અવતારમાં પણ વારંવાર વિધવા થઇ ઘણું દુઃખ પામે છે.

પરપુરુષોની સાથે વ્યભિચાર કરનારી સ્ત્રી જીવતાં આ લોકમાં અપકીર્તિ પામે છે, ને મૂવા પછી કૂતરાની જાતમાં જન્મે છે. અને ખસ, કૂહો ને કોઢ આદિ રોગથી પીડાય છે.

જે સ્ત્રી પોતાના ધણીનુ અપમાન કરીને સંતાનના લોભથી પણ વ્યભિચાર કર્મ કરે છે તે આ લોકમાં નિંદાય છે ને પતિલોક (સ્વર્ગાદિ લોક)થી પણ હણાય છે.

જેના ઘરમાં પતિવ્રતા હોય છે તે માતાને ધન્ય છે, ને

પિતાને ધન્ય છે, અને તેના શ્રીમાન્ પતિને પણ ધન્ય છે કે, જેના ઘરમાં પુણ્યતમા પતિવ્રતાએ અવતાર ધર્યો છે.

પતિવ્રતાના પ્રભાવથી બાપના, માના અને પતિના વંશના ત્રણ ત્રણ પેઢીના પુરુષો ( પૂર્વજો ) ઉદ્ધાર પામી સ્વર્ગનાં દિવ્ય સુખો ભોગવે છે.

જે જે સ્થળે પતિવ્રતાનાં ચરણ કમળો પડે છે ત્યા ત્યા પૃથ્વીદેવી એમ માને છે કે હુ પાપીઓના ભારથી પીડાયેલી છું તે સતીના ચરણસ્પર્શથી હલકી થઇને સુખી થાઉછું તથા પવિત્ર થાઉંછું.

સૂર્ય, ચંદ્ર અને પવન સરખા પણ પોતે પવિત્ર થવાને સારુંજ બીતા બીતા પતિવ્રતાના શરીરને સ્પર્શ કરે છે.

ગંગા, યમુના ને સરસ્વતી આદિ પવિત્ર નદીઓ પણ નિરંતર એવી ઇચ્છા રાખે છે કે પતિવ્રતા સ્રીઓ ક્યારે અમારો સ્પર્શ કરે કે જેથી અમારું જડપણું મટે; ને પતિવ્રતાના ચરણ સ્પર્શથી અમે જે ઘણા ઘણા પાપીઓના પાપનું પ્રક્ષાલન કરવાથી મલીનતા પામેલીઓ છીએ તે વિશુદ્ધ થઈ, બીજા પાપીઓને શુદ્ધ કરવાના સામાર્થ્ય વાળીઓ થઇએ.

પૃથ્વીમાં જેટજેટલાં તીર્થો છે તે સર્વ સતીના ચરણકમળમાં રહેલાં છે; ને સર્વ દેવતાઓનું ને ઋષિમુનિઓનુ બધુ તેજ પણ સતીના શરીરમાં રહેલું છે.

તપસ્વીઓનાં સર્વે તપોનું ફળ, વ્રતીઓનાં સર્વ વ્રતોનું ફળ અને દાન કરનારાઓના સર્વ દાનોનું ફળ પણ સતી સ્રીમાંજ રહેલું છે.

આપો આપ પોતે શ્રીનારાયણ, શ્રીસદાશિવ, જગતના વિધાતા શ્રીબ્રહ્મા, સર્વે ઈંદ્રાદિ દેવો અને સર્વે ઋષિ–મુનિઓ પણ નિરંતર પતિવ્રતા સ્રીઓથી બીતા રહે છે; તો પછી બીજાની તો

વાતજ શી ?

પતિવ્રતાના ચરણકમળની રજથી આ ભૂમંડળ પવિત્ર થાય છે; ને તેને નમસ્કાર કરવાથી સર્વે પાપી મનુષ્યો પણ પાપમુક્ત થઇ જાય છે.

પતિવ્રતા સ્ત્રીનો સ્વામી અને તેનો પુત્ર એ સર્વદા આ સંસારમાં નિ:શંક સુખી રહે છે. કારણ કે તેમનો પરાભવ યમરાજ સરખાથી પણ થઈ શકતો નથી.

મહા પુણ્યવાળી પતિવ્રતા જો કોપ કરે તો એક ક્ષણ વારમા પોતાના તેજથી ત્રિલોકને પણ બાળી ભસ્મ કરવા સમર્થ થાય છે.

માટે તેના પતિનો, પુત્રનો અને તેના કુટુંબનો કોઇથી પણ પરાભવ થઈ શકતો નથી; અને પતિવ્રતાનાં સુરક્ષિત ( પતિવ્રતાએ રક્ષણ કરેલા ) કોઈ પણ મનુષ્યો કે પશુઓનો વિનાશ કરવા જગતનું ભક્ષણ કરી જનારો કાળ પણ સમર્થ નથી; તો પછી બીજાની તો વાતજ શી ? પતિવ્રતાના સહવાસમાં રહેલા, સતીના સમીપમા રહેલા, શીલવતીની સેવામાં રહેલાં, સાધ્વીના આશ્રયમાં રહેલાં, પતિવ્રતાનાં નિત્ય દર્શન કરનારાં તથા સતીની કૃપાને પાત્ર થયેલાં, કોઇ પણ માણસોને રોગ, દુ:ખ, દારિદ્ય, અકાલમૃત્યુ કે વન્ધ્યત્વ ( વાંઝીઆપણું ) ઇત્યાદિ દુ:ખો સ્પર્શ કરી શકતાં નથી. તેમજ તે સર્વને કોઇ અસદ્ગતિ પામેલા જીવો ભૂત, પ્રેત, ડાકિની શાકિની કે વેતાલ આદિ ભૂતયોનીના જીવો પણ બાધા ( પીડા ) કરી શકતા નથી.

હે મારી તીવ્ર ( ઝીણી ) બુદ્ધિવાળી પુત્રી ! આ પ્રસંગે તારા હૃદયમાં પતિવ્રતધર્મની શ્રદ્ધા સુદૃઢ થવા સારું એક આ યુગમાં બનેલી ચમત્કારિક વાર્તા તને કહુછું; માટે તે તુ તારા હૃદયમાં વજ્રલેપ જેવી કરી રાખજે અર્થાત્ ક્યારે પણ તે તારા

અંતઃકરણમાંથી ન ભૂલાય એવી રીને તે નિરંતર સંભારી રાખજે.

પૂર્વે આ ભૂમંડળના ભૂષણરૂપ આનર્ત (સોરઠ) દેશમાં ર નાકર સમુદ્રના કીનારાપર પ્રભાસપાટણનામે પ્રાચીન નગર હતું. કે જ્યાં શ્રીસદાશિવ મહેશ્વર નિરંતર સોમનાથનામે જ્યોતિર્લિંગસ્વરૂપે વિરાજી અનેક યાત્રાળુઓનાં દર્શનદ્વારા અસંખ્ય પાપોનું પ્રક્ષાલન કરતા હતા. જે અદ્યાપિ સુપ્રસિદ્ધ છે. તે નગરમાં પોતાના ધર્મ-કર્મમાં કુશળ અને સાધારણ સ્થિતિનો એક ધર્મદેવ બ્રાહ્મણ રહેતો હતો. તેને યથાર્થ પતિવ્રતધર્મ પાળનારી પતિપર અનન્ય પ્રેમવાળી અને પોતાના સ્વામીને સારું પોતાના પ્રાણ પાથરનારી એક રળિયાત નામે સ્રી હતી. એમને યુવા અવસ્થામાં એકે પણ પુત્ર કે પુત્રીરૂપ સંતાન થયું નહોતુ, તેથી તે બન્ને દંપતી તે સંબધી કોઇ પણ વાતનો પોતાના મનમાં અસંતોષ નહિ રાખતાં સ્વધર્મસેવામાં તત્પર રહેતાં હતાં. પરંતુ કર્મોના વિચિત્રપણાને લીધે તેમને યુવા અવસ્થા ઉતરતાં ને વૃદ્ધાવસ્થાના આરંભમાં એક પુત્રરત્ન સાંપડયું. સૃષ્ટિનો નિયમ એવો છે કે " જેને જેની ઇચ્છા હોય છે તેને માટે તે ઇચ્છિત વસ્તુ દૂરમાં દૂર રહે છે, ને જેને જેની મુદ્દલ અપેક્ષા નથી તેને અણધારી માયિક વસ્તુઓનો લાભ મળી જાય છે." તેમ આ ધર્મદેવ ને રળિયાત વિષે પણ થયુ. એ બન્ને દંપતીને યૌવન ( જુવાનીમાં ) સંતાનની આશા હશે પણ તેમણે જે જે સમયે પ્રજાની આશા બાંધી હશે તે તે સમયમાં આશા ભંગ થયેલાં તેથી તેમણે પોતાના મનમાં ઇશ્વરેચ્છાને માન આપી સંતોષનો આશ્રય લઈ સ્વધર્મસેવાને સત્ય માની તેમાં નિરંતર તત્પર રહેતાં હતાં; પણ તેમને યૌવનસમયમાં જે સંતાનની આશા રહેતી હતી તે સમયે તેમના પૂર્વ જન્મોનું સંતાન સુખનું વિરોધી કર્મ અંતરાયરૂપે નડતું હતું; તે જ્યારે તેમણે તે સુખની આશા

મેલી દઇને માત્ર એક નિષ્ઠાથી કેડ બાંધી ધર્મસેવાજ કરવા માંડી: જેથી તે ધર્મસેવનના પ્રભાવે તેમનું સંતાનસુખનું વિરોધી કર્મ નિવારણ થઇ ગયુ ને યુવા અવસ્થાના અંતમાં ને વૃદ્ધાવસ્થાના પ્રવેશમાં રળિયાતને ચઢતીના દિવસો જણાયા; ને તે બાઇને પૂરા મહિના થતાં પુત્રનો પ્રસવ થયો. તેથી ધર્મદેવ અને રળિયાત એ બન્ને સ્ત્રી–પુરુષ અનવધિ આનંદ પામ્યાં. પુત્રને શાસ્ત્રવિધિ પ્રમાણે જાત સંસ્કાર ( જન્મ્યા પછી જે ક્રિયા કરાય તે ) કર્મ કરી, પુત્ર જન્મના પ્રસંગે પોતાની શક્તિ અનુસાર ઘણું દાન–પુણ્ય કર્યું. અને તે પુત્રનો હસ્તનક્ષત્રના બીજા ચરણમાં જન્મ થયેલો હોવાથી તેનું નામ પદ્માકર પાડયુ પદ્માકર દિવસે દિવસે મોટો થવા લાગ્યો તેમ તેમ ધર્મદેવના મનોરથો પણ મોટા થવા લાગ્યા. માયાનો મહિમા એવો પ્રબળ છે કે તે ગમે એવા વિરક્ત, સંતોષી, નિરાશી, દૃઢાગ્રહી, બ્રહ્મચારી, સંન્યાસી, સંત કે મહાન્તના મનને મોહ પમાડીને મથીનાખે ( ચુંથી નાખે ) છે. ધર્મદેવજેવા સંતોષી ને ધર્મપરાયણ બ્રાહ્મણના મનમા પણ પુત્રલાભની પ્રાપ્તિથી આવા આવા વિચાર થવા લાગ્યા કે —

“ दिग्वाससं गतव्रीडं जटिलं धूलि धूसरम् ।
पुण्याधिका हि पश्यन्ति गंगाधरमिवात्मजम् ॥
धूलिधूसर सर्वांगो विकसद्दंत केसरः ।
आस्ते कस्यापि धन्यस्य द्वारि दन्ती गृहेऽर्भकः ॥

આ સંસારમાં જેઓ વિશેષ પુણ્યવાળા હોય છે તેઓજ લજ્જારહિત, દિગંબર (નગ્ન), જટાવાળો અને જેના શરીરના અંગો ધૂળથી ખરડાવાથી ભુંખરાં થયેલા છે એવા પુત્રને મહાદેવજીની પેઠે જુવે છે. કોઇ પુણ્યવાનને ત્યાંજ શરીરનાં સર્વ અંગો

ધૂળથી ભુંખરાં થયેલાં છે ને હસતા મુખ કમળમાં દાંતરૂપી કેસર શોભે છે, એવો બારણે હાથી ને ઘરમાં પુત્ર હોય છે.

મને પણ પ્રભુએ ઉત્તર અવસ્થામાં પુત્રનો લાભ આપ્યો છે તો હું હવે ક્યારે તેને ઉપનયન સંસ્કાર કરી (જનોઇ દઇ) પરણાવી બીજા લોકોની પેઠે સંસારનો લાભ લઇશ ?" એવો વિચાર ને બ્રાહ્મણના મનમાં અહર્નિશ થવા લાગ્યો. એમ કરતાં કરતા તે પુત્રને આઠમુ વર્ષ બેઠું એટલે તે ધર્મદેવે કોઇ સારા જ્યોતિષી ( જોશી ) ને બોલાવી તે પદ્માકરને સારું ઉપવીત્ત આપવાનુ મુહુર્ત જોવરાવ્યુ. ને પન્દર દિવસના અંતરે મુહુર્તનો નિશ્ચય કરી તે પ્રસંગપર જોઇતાં સર્વ સાહિત્યોની તેણે તૈયારી કરાવવા માંડી; પણ જેમ ગળામાં સાકળથી બંધાયેલો મદારીનો માંકડો એકે પણ ક્રિયા ક્યારે સ્વતંત્રપણે કરી શકે છે ? નથીજ કરી શકતો. તેમ આ સંસારમા પણ કર્મરૂપી સાકળોથી બંધાયેલા સર્વ જીવરૂપી મર્કટો કાળરૂપી મદારીને આધીન હોવાથી તેમની પણ કોઇ કામના સ્વતંત્રતાથી સિદ્ધ થવાનો ઘણો જ અસંભવ હોય છે લોક કહેવત છે કે " મન કહે હું માળવે જાઉ ને કર્મ કહે હું કોઠીમાં પેસું " ધર્મદેવના મનમાં જે વિચાર ઉપજ્યો છે તેના કરતાં તેના દૈવે ( ભાગ્યે ) તેથી ઉલટું જ ધારી મૂક્યુ છે. ધર્મદેવ મનમાં ધારે છે કે મારે મારા પ્રિય પદ્માકરના જનોઇના પ્રસંગમાં પાંચ રૂપિઆ છૂટા હાથે વાપરી મારી જ્ઞાતિનો અને મારાં સંબંધિઓનો સારી રીતે સત્કાર કરી સારો યશ મેળવવો. મને ઘરડપણમાં આટલો આજ ઈશ્વરે દ્રવ્યનો વ્યય કરવાનો પ્રસંગ આપ્યો છે. મારે ક્યાં બીજા સાત–પાંચ દીકરા છે ? જેમાં ગણું તેમાં મારે તો મારો પદ્માકરજ છે. માટે તેના સંબંધનાં બેજ પ્રસ્તુતો ગણાય. એક જનોઇનું ને બીજું તેના વિવાહનું.

તેમાં વિવાહના પ્રસ્તુતમાં તો વેવાઇનું આગણું શોભવાનું એમાં મારે શું ? મારું આંગણું શોભાવવાનું તો ઉપવીત (જનોઇ)નું ટાણું એજ. માટે મારી સ્વજ્ઞાતિને સારામાં સારું ભોજન કરાવીને સંતોષીશ; ને મારાં બેન ભાણેજાં જે આવશે તેમને સારી રીતે દ્રવ્યવસ્ત્રાદિ આપી પ્રસન્ન કરીશ અને મારા આશ્રિત જે બ્રાહ્મણો શુક્લ કે વેદીઆ-ઓને સૌ કરતા સારી દક્ષિણાથી રાજી કરીશ. કદાપિ મારી પાસે વાપરવાનાં નાણાં ઓછાં પડશે તો કોઈ શ્રીમન્ત શેઠ, શાહુકારોને ત્યાંથી ઉછીતા કે વ્યાજે લાવીને પણ પહેલવહેલા ટાણામાં સારો લહાવો લેઇશ. આ પ્રમાણે ધર્મદેવ મનમા ધારે છે ત્યારે તેનુ તેથી વિરૂદ્ધ દૈવ (ભાગ્ય) વિચારે છે કે "હે ભાગ્યથી ભૂલેલા ભલા બ્રાહ્મણ ! તારા પુત્રના જનોઇના પ્રસગમાં તારી પાસે નહિ હોય તે સાધનો તથા વાપરવાનુ દ્રવ્ય તુ ઉછીપાછીનુ કે માગ્યુ–તાગ્યુ લાવીશ, પણ તે મુહૂર્ત સુધી પહોચે તેટલુ તારું આયુષ્યજ નહિ હોય તો તે તુ ક્યાંથી ઉછી–પાછીનું–કે માગ્યુ તાગ્યુ લાવીશ? જે મુહૂર્તના દિવસ ઉપર તુ જે લહાવો લેવા ચહાય છે, તે મુહૂર્ત પર તો તુ આ જગતમાથી પ્રયાણ કરી કોઇ બીજા જગત્માં પારણામાં ઝુલતો હોઇશ માટે હે વિપ્ર ! તું તારાથી ભૂલાયેલો તારો આત્મા સંભાર્ય–ઈશ્વર ચિંતન કર્ય. તુ માત્ર ત્રણજ દિવસ આ તારી પતિવ્રતા રળિયાત અને પ્રિય પુત્ર પદ્માકર ભેગો રહે-વાનો છુ. પછી કોઈ કોઇનો પિતા પણ નથી ને પુત્ર નથી." ખરેખર ધર્મદેવને તો બિચારા તે દીન બ્રાહ્મણના મનોરથોને મન-માંજ વિલીન થવાનો પ્રસંગ આવ્યો. જેવો તેણે મુહૂર્ત જોવરાવી જનોઇના દિવસનો નિશ્ચય કર્યો કે તેજ દિવસે તેના શરીરમાં યમ-રાજના અનુચરરૂપ વિષમજવરે દેખા દીધી. ને ઓચિંતુ થોડી વારમાંજ ત્રિદોષ પ્રકોપ પામીને સન્નિપાતનું રૂપ તે જવરે (તાવે)

દેખાડી દીધું. '**सन्निपाते च काले च कश्चिद्भेदो न विद्यते** ( સન્નિપાતમાં ને કાલમાં કાંઇ પણ ભેદ હોતો નથી ) ' એ વૈદ્યકશાસ્ત્રના વચનપ્રમાણે તે વ્યાધિએ પાછું પૂર્વરૂપ ( સન્નિ· પાતનું રૂપ ) બદલીને ઉત્તરરૂપ (કાલરૂપ) ધારણ કર્યુ; અર્થાત્ તેના શરીરમા અવસાન ચિહ્નો જણાયાં, પરંતુ જેમ દીવો ગુલ થતાં છેવટે જરા દીપ્તિ (કાંતિ) દેખાડીને નિર્વાણ પામી જાય છે, તેમ વ્યાધિવાન્‌ને પણ થોડો સમય મરણઓસારો દેખાય છે તેમ આ ધર્મદેવને એ સન્નિપાતના વ્યાધિનો જે ભરપુર ઉપાડો હતો તે થોડીવાર શાંત થયો; ને આરામ જેવુ સર્વને દેખાયુ ત્યારે તે કે જેને પોતાનો પરિણામ સમજાયો છે એવા ધર્મદેવે પોતાની પ્રાણપ્રિયાને ને પદ્માકરને પોતાની પાસે બોલાવીને પોતાની પતિવ્રતા સ્ત્રી રળિઆતના હાથમાં પોતાના પુત્ર પદ્માકરનો જમણો હાથ મૂકીને બોલ્યો કે હે પ્રિયા ! તારો મારાપરનો જે અનન્ય ભાવ છે તે મારો અજાણ્યો નથી. ને તું ખરી સતી સ્ત્રી છું. માટે હું જે તને ધર્મયુક્ત વચન કહુંછું તે તું સાંભળ. મને હવે આ મારા દેહનો ભરોંસો નથી. મને આ મારા એકના એક દીકરાને જનોઇ દઇને પરણાવવાનો બહુ મનોરથ હતો પણ તે લહાવો મારા ભાગ્યમાં નથી. ને આ મારો જીવાત્મા હવે થોડા સમયમાં આ શરીરનો ત્યાગ કરી પરલોક પ્રયાણ કરશે. માટે હે પ્યારી ! આ મારો વહાલામાં વહાલો પદ્માકર તારા ખોળે સોંપુછું; તેને તું સારી રીતે જનોઇ દેવરાવી, પરણાવી, મારી પ્રતિજ્ઞા સિદ્ધ કરજે. જેથી મારો પરલોકવાસી આત્મા ત્યાં રહ્યો રહ્યો શાંતિ પામે. પણ તું મારા મૃત્યુ પછી મતિજડ થઇને મારા શરીર સાથે સહગમન કરી ( સતી થઇ ) મારા પ્યારા પુત્રને નિરધાર કરી

ગભરાવીશ નહિ. એકલું ધણી પછાડી બળી મરવાથીજ સતીત્વ સિદ્ધ થતુ નથી; પણ સ્વામીની આજ્ઞાનો સ્વીકાર કરી તેની પ્રતિજ્ઞા પૂરી કરવી એ ખરું તો સતીપણું કહેવાય છે. કારણ કે સ્વામીના મરણ પછી અનુગમન કરવાથી ( સતી થવાથી જો કે તે પતિવ્રતાને પતિલોક ( સ્વર્ગાદિ ઉચ્ચલોક )નાં સુખો પ્રાપ્ત થાય છે, પણ તે સર્વ સુખો વિનાશી, વિકારી ને જીવના બંધન રૂપ મનાય છે. માટે તે કરતાં પતિના મરણ પછી પતિના કુટુંબનું પાલન કરતાં સન્યાસિના કે વિરક્તના જેવા વૈધવ્ય ધર્મોનું પાલન કરી, વેદાંતનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરી આત્માનું સ્વરૂપ જાણી, પોતાના જીવાત્માને પરબ્રહ્મસાથે એકતા પમાડી અખંડ નિર્વાણ પદ મેળવવું, એ બળી મરવા કરતાં કોટીગણું શ્રેષ્ઠ છે. માટે જા જે જો તુ એવુ કાંઈ પણ સાહસ કરી મારા પુત્રને અનાથ, ઓશીઆળો, દીન અને રંક જેવો લોકોના તીરસ્કારને પાત્ર કરની નહિ. એટલું કહીને તુરતજ ને ધર્મદેવ મૃત્યુને વશ થયો. આવી અણધારી આપત્તિ રળિયાત, પદ્માકર ને તેના કુટુંબને માથે આવી પડી; પણ ક્રૂર કાળની કૃતિજ એવી દુર્ઘટ હોય છે રળિયાતને માથે તો જેમ અતિ કોમળ કુસુમ ( ફૂલ ) પર જેમ ઘણનો ઘા કરે તેમજ નિર્દય કાળે કર્યું; પણ તેમાં મનુષ્યોનો એકે ઉપાય કયાં લાગુ થાય છે ? એકાએક શુભ પ્રસંગમાં પોતાના સજ્જન પતિનો વિનાશ થયો; તેથી રળિયાતના મનને જે દુ:ખ થયુ તે વાણીથી તો અવર્ણ્ય હતુ પણ તે સુજ્ઞ બાઈ, પોતાના પતિનાં છેવટનાં વચનોથી બંધાયેલી હતી તેથી તેણે વિવેક ચક્ષુથી પોતાના હૃદયને વારી ધૈર્ય ( ધીરજ )થી દૃઢ કરી અનિ ય ને ક્ષણભંગુર સ્વામીના શરીર સંબંધી શોકને ન્યૂન (ઓછો) કર્યો. તે પછી ભૂમિપર સૂઇ રહેવું, એકવાર ભોજન કરવું, પોતાના પુત્રના વિના બીજા કોઇ પણ પુરુષના શરીરને સ્પર્શ ન કરવો, વ્રત ઉપ-

વાસ તથા કૃચ્છ્ર–ચાંદ્રાયણાદિ વ્રતો કરવાં, ઇંદ્રિયોને વશ રાખવી, સંસારનો રાગ ઓછો કરવો ને નિશદીન અનન્યભાવે પરમાત્માનું સ્મરણ-ધ્યાન કરવું એ વૈધવ્ય ધર્મના પાલન પૂર્વક પોતાના પુત્ર પદ્માકરની અહર્નિશ સંભાળ લેઇ તેનો ઉત્કર્ષ ( ચઢતી ) જોવા નિરંતર ઉત્સુક ( ઉત્સાહવાળી ) બની રહી. પોતાનો સ્વામી જ્યારે વિદેહ થયા ત્યારે તેને એક સહસ્ર રૂપીઆની મુડી સોંપી હતી તેમાથી તે બાઈએ એક પાઇ પણ ઓછી ન કરતાં પોતાનો નિર્વાહ દળણું-ખાંડણું વગેરે પારકી મેહનત કરીને ચલાવતી હતી. તેના મનમાં નિત્ય એવો વિચાર થતો કે આ એક હજાર રૂપીઆમા મારા પુત્રને આવતા વર્ષમાં એટલે નવમા વર્ષમાં જનોઇ પણ દેવાશે ને તેને પરણાવાશે પણ ખરો. એમ કરતાં ધર્મદેવને બાર માસ થઇ ગયા; ને તેનુ વાર્ષિક પણ પતિ ગયુ. તે પછી રળિયાતે વિચાર્યું કે "હવે આ મારા પદ્માકરને જનોઇ દઇને ભેગાભેગો પરણાવી પણ લઉ. કારણ કે જેવું મારા સ્વામીનુ થયું તેમ કદાપિ મારું પણ થાય તો આ મારી પાસે જે પાંચ પઇશા છે તે કોઇક લઇ જાય ને મારો છોકરો રઝળે. પછી તેણે પોતાના નિકટના જે સંબધીઓ હશે તેમને તથા જ્ઞાતિના આગેવાનોને બોલાવીને કહ્યુ કે ભાઇઓ ! હું તો એક ગરીબ સ્ત્રી જાતિ છું ને આ મારો એકનો એક દિકરો છે. એને આઠમું વર્ષ ઉતરી નવમું બેઠું છે એના બાપને ઘણુંએ આઠમે વર્ષે જનોઇ દેવું હતું પણ મારું ભાગ્ય વાંકું જેથી લીધેલા ( નિશ્ચય કરેલા ) મુહૂર્તમા અણધારી તેમને મંદગી થઈ આવી, ને અંતે તેમનો દેહકાળ થયો. જેથી એમનો વિચાર એમના મનમાં રહ્યો. માટે તમે સૌ ભાઇઓ મળીને આ મારા રાંડીરાંડના દીકરા ઉપર કૃપાદષ્ટિ રાખી, એને જનોઇ દઈ આપો ને ભેગાભેગો કોઇ એની સરખી કન્યા ખોળી એને પરણાવી આપો. મારી પાસે કાંઈ

વિશેષ નાણું નથી; પણ મારા સ્વામીએ માત્ર એક હજાર રૂપીઆ મને સોંપ્યા હતા તેમાંથી મેં કાંઇ પણ ઓછું નહિ કરતાં એમને એમ જાળવી રાખ્યા છે, તે તમે કહો તો તમને સોંપી દઉં.

રળિયાતબાઇની જ્ઞાતિના બ્રાહ્મણોમાં ઘણા વર્ષોથી કન્યાવિક્રયનો રીવાજ ચાલ્યો આવતો હતો કે કોઇને કન્યા મફત મળેજ નહિ. પણ કન્યાનો બાપ વર પાસેથી પોતાની ઇચ્છા પ્રમાણે મોટી સંખ્યા વાળું દ્રવ્ય લઇને કન્યા પરણાવે.

એ પ્રમાણે બિચારી ભોળા હૃદયની રળિયાતે મલીન મનના ને કપટજાળ રચવામાં પ્રવીણ પોતાના સંબંધીઓ તથા જ્ઞાતિના આગેવાનો પાસે વાત કરી ત્યારે તે બ્રાહ્મણો કે જેઓ કૌશિક, ભારદ્વાજ, વત્સસ, ગૌતમ, અંગિરા, વસિષ્ઠ, જમદગ્નિ, અત્રી અને યાજ્ઞવલ્કય જેવા મહર્ષિઓના વંશમા ઉત્પન્ન થયેલા હતા; છતાં આચરણ, બુદ્ધિ અને સ્વભાવે તેમનાથી વિપરીત હતા. કારણ કે વર્તમાન યુગ કલિ હોવાથી **युगरूपा हि ब्राह्मणाः ।** બ્રાહ્મણો પણ મૂર્તિમાન કલિનાંજ સ્વરૂપો હતા. જેથી તેમનામાં પ્રામાણિકતા, સજ્જનપણું, દક્ષતા, નમ્રતા, કારુણ્યબુદ્ધિ, પરોત્કર્ષસહિષ્ણુતા ( પારકી ચઢતી જોઇ શકવાપણું ), પરોપકારબુદ્ધિ, સદ્વિવેક, શુદ્ધ હૃદય અને ધર્મનિષ્ઠા, આદિ ગુણોથી રહિત હતા. જેમના પૂર્વજો યોગના ઉપાસક હતા તેમનાં સંતાનો હમણાં ભોગના ઉપાસકો દેખાય છે. જેમના પૂર્વજો અહર્નિશ તપસેવનમાં તત્પર રહેતા હતા તેમના વંશજો (વંશમાં જન્મેલા) વર્તમાનમાં ગપસેવવામાં પ્રવીણ જણાય છે. જેમના વંશજો બ્રહ્મનિષ્ઠ ગણાતા હતા તેમના પુત્રો અત્યારે પરાન્નનિષ્ઠ બની ગયા છે. વળી વૃદ્ધોના કરતાં પણ તેમનામાં ઘણે ભાગે એક એવા ગુણનો પ્રાદુર્ભાવ જણાય છે કે પૂર્વના તેમના વડિલો અગ્નિસેવન માત્ર ઘરના એક પવિત્ર ભાગમાં જ અગ્નિને

રાખી, સાંજ અને સવાર બેજ સમય કરતા હતા. પણ કલિના વિપ્રો તો નિરંતર અગ્નિસેવન પોતાના મુખવડે દિવસમાં અસંખ્ય વાર કરે છે. વળી તે બ્રાહ્મણો કે જેઓ શાંત સ્વભાવના અને સજ્જનો હોય તેમની પાસે પોતાનું શરવીરપણું જણાવનારા છે, જેઓ બોલવામા તેમના કરતાં વધે એવા તથા સામી લાતો મારવામાં કુશળ એવા પ્રબળ પુરુષોની પાસે ગરીબ-દીન બની જનારા, પરસ્પરમાં વૈર વિરોધ રાખી એક બીજાની સાથે શ્વાનોની પેઠે લઢી મરનારા અને નિરંતર ભિક્ષા માગી ખાવાની જ યોગ્યતાવાળા છે. એવા તે રળિઆતની પાસે બોલ્યા કે “ બાઇ ! ભલે તમારી એમ ઇચ્છા હશે તો એમ કરીશું. હવે તમે તમારી મેળે ઘરનું કાંઇ કામકાજ હોય તે કરો. અમે હમણાં બધાય એકાંતમાં જઇને-તમારા દિકરાની કન્યાના સંબંધમાં વિચાર કરીને તમને પ્રત્યુત્તર (જવાબ) આપીએ છીએ. ” પછી તે બધા બ્રાહ્મણો રળિયાતને ઘેરથી ઉઠી એકાંતમાં જઇ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, “ જુઓ હાલમા ઘીનો ભાવ ચઢી ગયો છે, મણ એકના રૂપિઆ ત્રીસ બજારમા આજ કહેવાયા છે. ને ઘરાકુ ખોળો તો તો રૂપિઆનું સવાશેરે જડતુ નથી. માટે આવી મોંઘી પીઠમાં કોઇ યજમાન કે શેઠ શાહુકાર તો બ્રહ્મભોજન કરાવતાજ નથી. કોઇને ઘેર કોઇ ઘરડું બુઢું જતું નથી. માટે હમણાં તો કોઇ જ્ઞાતિભોજન કરે એવો સંભવ પણ નથી. તેથી ન્યાતનાં છોકરાંના કોઠા ચિકણા થાય તેવો ક્યાંઇ પણ પ્રસગ નથી. માટે જો જો ભાઇઓ ! આ રળિયાત હાથમાં આવી છે તે જવા દેતા નહિ. માટે એની પાસે રૂપીઆ એક કોથળી (હજાર) છે, તે ખંખેરી લ્યો. ને એના રૂપીઆમાં ન્યાતો ત્રણ ચાર કરાવો ને બસો ખુટશે તો ધણીએ લાવશે કોઇના માટે એના છોકરાને જનોઇ દેવરાવી ત્રણ-ચાર ન્યાતો કરાવી એના રૂપીઆ પુરા કરી દો. એનો છોકરો પરણ-

વાનો હશે તે પરણશે, નહિ તો રખડી ખાશે. પણ જો જો ભાઇઓ આવેલું આપણું ખરું ભક્ષ્ય જવા દેતા નહિ. ત્યારે તેમાંનો એક ઘેલોગોર નામે બ્રાહ્મણ બોલ્યો કે, આપણી ન્યાતમાં આશરે ત્રણસેં રૂપીઆ થાય છે તે ત્રણ ન્યાતો કરાવો. એક પહેલે દિવસે ગ્રહશાંતિ કરે તે દિવસે છૂટો લાડુ ને ઉપર તામડી (વટલોઇ), બીજે દિવસે જનોઇ દે તે દિવસે તો કંસાર જોઇએ જ માટે કંસારને ઘીની ન્યાત કરે, ને ત્રીજે દિવસે બડવો રુઠો વાળે ત્યારે રાત ઉપર લાડુ કરાવી શેરે બશેર કે અઢીશેરીકુ ઘી નાખીને એક હાથે વળે એવો ખાસ્સો કોચો લાડુ કરે કે જમનારાઓની જીભમાં સ્વાદ રહી જાય. એ ત્રણે ન્યાતોમાં પાંચપાંચ શાક, એક એકું કઠોળ ને બબે રાઇતાં થાય એટલે આપણો બેડો પાર. છોને પછી રળિયાત પેટ ને માથું કુટતી ! એના છોકરાને કરો ખાખી-બંગાળી ! કે ગામમાં ભીખી ખાશે !! હજારો ભિખારીમાં એક વધારે !!! પણ આપણાં છોકરાં બિચારાં ઘણા દિવસથી લૂખાં પડી ગયાં છે, માટે રળિયાતના રૂપિઆ લેઈ લ્યો. પણ પહેલી પાંચ ન્યાતો ક્હેજો એટલે એ ત્રણની હા પાડશે એ પ્રમાણે બધા એક મત થઈ ઘેલાગોરને આગળ કરી રળિયાત પાસે ગયા. ને ત્યાં જઇ પંચના તરફથી ઘેલાગોરને બોલવા કહ્યું. તેથી તે બોલ્યો કે,—

"બાઇ રળિયાત ! જુઓ ત્યારે તમે બોલાવ્યા છે ત્યારે અમે આવીને તમને કહિએ છીએ. 'વસ્તી આવા દાન છે.' તમને પ્રભુએ આ પદ્માકર આપ્યો છે તો તે કાલે મોટો થશે ને લીલાલહેર થશે. પણ ધર્મદેવને ઘેર તો તેમને ચોટલી કૂટ્યાથી આજ સુધીમાં આટલું આજ સારું પ્રસ્તુત આવ્યું છે. ને તમારું ઘર કાંઇ જેવું તેવુ ના કહેવાય ? માટે તમારા દિકરાને જે પરણાવવાની વાત કરોછો તો તે બાબત આપણી ન્યાતનો શિરસ્તો તો તમે જાણોછો કે

'પૈસાના લોભે કોઇ નાની કન્યા પરણાવતા નથી.' ને તમારા દિકરાને માટે કન્યા શોધિએ તો તે હમણાંને હમણાં ઉતાવળમાં બની શકે નહિ. ને તમારા પદ્માકરને યોગ્ય કન્યાનું ચોકઠું ઉતાવળથી કેવી રીતે બેસી શકે? ન બેસે. માટે હમણાં એને પરણાવવામાં કાંઇ એનું વય (ઉમ્મર) થઇ જતુ નથી. હજુ તો એને નવમું વર્ષ હમણાં બેઠું. માટે બાઇ! તમે હમણાં આ ચૈત્ર માસમાં એને જનોઇજ દેઇ લ્યો. તેમાં તમે ગરીબ રાંડીરાંડ છો માટે તમને તમારા ભલા માટે કહીએ છીએ કે બાઇ! જો તમારે દીકરાને ઘરમંડો કરવો હોય તો તેને જનોઇ દઇને સારામાં સારી ન્યાતો કરી પહેલો જશ લઇ લ્યો. એટલે કન્યાનો બાપ તમારી કીર્તિ સાંભળી આકુડચો તમારું ઘર પૂછતો આવશે. માટે તમે ઓછામાં ઓછી ન્યાતો પાંચ કરો. કે જેથી યશ (જશ) સારો મળશે; ને તમારો દીકરો પણ મંડાશે. જનોઈની ન્યાતોમાં જોઇએ તેટલો તમારી પાસે અવેજ છે, ને બાકી ખૂટશે તો કોઇના ઉપાડી લવાશે. તમારો દીકરો છે તે લાખો રૂપિઆ છે. માટે બાઇ! જરાએ મુઝાશો નહિ. ને પરણાવવામાં હજુ ક્યાં એ મોટો થઇ ગયો? કે એને વરસ વીતે છે? ઘણોય પરણશે, ને આવાદાની થશે. માટે બાઈ! તમે જરા પણ ગભરાશો નહિ. હમણાં એવી ઓચિંતી કન્યા શોધતાં તમારું મન પ્રસન્ન થાય એવી કન્યા નહિ મળે, ને ક્યાંક ધાપ ખાઇ બેસશો. માટે હમણાં ધીરજ ખમો, ને તમારા દીકરાને સારું અમે પણ કન્યાની શોધમાં છીએ માટે લાગ જોઇને ચોકઠું બેસારી આપીશું. હમણાં સારી રીતે એને જનોઇ દઇ, સારી ન્યાતો કરી, સારી નામના કાઢો. એટલે તમારે કન્યાને સારું વિશેષ પ્રયત્ન કરવો નહિ પડે. ઘણોય કન્યાનો બાપ તમારું ઘર પૂછતો આવશે. તમારા દિકરાને કન્યાઓ કેટલી? અને તમારી પાસે જે એક હજાર રૂપીઆનો અવેજ છે તે ભલે

આ તમારા ભાઇઓને સ્વાધીન કરશો તો તેમાંથી કોઇને એક પાઇ તમારી ખાઇ જવાની નથી; ન્યાતો થઇ ગયા પછી તમને તમારો હિસાબ આપી દેશે.

આ પ્રમાણે જ્યારે રળિયાત બાઇએ તેડાવેલા કપટપ્રવીણ બ્રાહ્મણોએ નામ પ્રમાણે ગુણવાળા ઘેલાગોર પાસે કહેવરાવ્યું ત્યારે તે બાઇને તો હૃદયથી મૂર્છા થાય એવો આંચકો લાગ્યો. ને નિરાશ થઈ કાંઇ પણ બોલી શક્યાં નહિ. ત્યારે તેમાંના એકે કહ્યુ કે, ચાલો હમણાં આપણ સર્વ ઘેર; બાઈ પોતાના મનમાં વિચાર કરી જોશે, ને પછી તેમને અગત્ય હશે તો પછી આપણને બોલાવશે. એમ કહી સર્વે ત્યાંથી ઉઠી પોત પોતાને ઘેર ગયા. ને રળિયાત બાઇ તો દીડ્ મૂઢ જેવા બની ગયાં.

તે પછી એક શાંતિરામ નામે સજ્જન, નિર્મળ બુદ્ધિવાળો, વિવેકી અને પંડિત બ્રાહ્મણ હતો તેણે આ મંડળીએ રચેલી પ્રપંચજાળ, જાણી મનમાં વિચાર્યું કે, 'આ બિચારી ભલા સ્વભાવની રળિયાતને આ નિર્દય બ્રાહ્મણો ફસાવી એના રૂપિઆ ફાકી ખાશે; ને તે ગરીબ વિધવા અને તેનો પુત્ર દુ:ખી થશે. માટે હું તે રળિયાતને મારો અભિપ્રાય જણાવી તેને આગળથી ચેતવણી આપી આવું. એમ મનમાં વિચારી તે શાંતિરામ રળિયાત પાસે આવીને બોલ્યો કે—" બાઇ ! આ વંચક ધૂર્તવિદ્યાનાપંડિતોની કપટ-જાળ તમે જોઇ ? જોજો જો, એ તમારા હજારે રૂપીઆને માત્ર ત્રણ દિવસના સાંજના વાળુમા પચાવી જવા ઇચ્છતાને એક પાઇ પણ ધીરતાં ! તેમને તો તમારી પાસે ન્યાતો કરાવી તમારા હજારે રૂપીઆનું પાણી કરવું છે.! ને તમે તો ભોળાં અને ચોખ્ખા હૃદયનાં છો; માટે તમે તે ધૂતારાઓ પાસે સાચે સાચી વાત કરી બેઠાં. બીજી કોઇ કપટી બાઇ હોય તો પોતાના મનની વાત બહાર

કાઢી બતાવે નહિ. હશે હવે તો જે થવાનું હતું તે થયુ; પણ તમને હવે હું જે શિખામણ દેઉ છું તે પ્રમાણે ચાલશો તો તમારે દુઃખી થવાનો વખત આવશે નહિ. હમણાં હવે તમે છાંનાં માનાં બેસી રહો. તમારી પાસે એક હજાર રૂપીઆ છે તેથી કાંઇ તમે પૈસાવાળાં ના કહેવાઓ. હવે તમારે ત્યાં કોઇ રળનાર ખપનાર નથી. તમારો દીકરો પદ્માકર છે તેને ભલે પરમાત્મા જીવતો રાખે ને સો વર્ષનો થાય, પણ હજુ તેને પણ રળવા ખપવાની બીજાં દશ વર્ષની વાર; ને તમારી પાસે જે છે તે કાંઇ વધારે મુડી ના કહેવાય. માટે તમે જનોઇની પણ ઉતાવળ ના કરશો. તમારા ધાર્યા પ્રમાણે તપાસ કરતાં ક્યાંક તમારા દીકરાને યોગ્ય કન્યાનું ચોકઠું બેસે તે પછી તમે જનોઇ દેવાનુ કરજો એટલે તમારા ધાર્યા પ્રમાણે બને કામ ભેગા ભેગાં ઉકલી જશે. ઉપવીતના (જનોઈના) સમયવિષે શ્રીમનુભગવાને પોતાની સ્મૃતિના બીજા અધ્યાયના છત્રીશમા શ્લોકથી કહ્યુંછે કેઃ

गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।
गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥

ભાવાર્થઃ—ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણને, ગર્ભથી અગીઆરમે વર્ષે ક્ષત્રિયને, ને ગર્ભથી બારમે વર્ષે વૈશ્યને ઉપનયન સંસ્કાર કરવો. (જનોઇ દેવું)

પણ તેજ મનુસ્મૃતિમાં બીજા અધ્યાયના આડત્રીશમા શ્લોકમાં આ પ્રમાણે ખુલાસો દર્શાવ્યો છે.

आषोडशाद्ब्राह्मणस्य सावित्री न तिवर्तते ।
आद्वाविंशात् [illegible] राचतुर्विंशतेर्विशः ॥

ભાવાર્થઃ— સોળ વર્ષ સુધી બ્રાહ્મણને, બાવિશ વર્ષ સુધી ક્ષત્રિયને, અને ચોવિશ વર્ષ સુધી વૈશ્યને ઉપનયનસંસ્કારનો (જનોઇનો) કાલાતિક્રમ થતો નથી. (સમય વીતી જતો નથી.)

માટે જ્યારે બ્રાહ્મણને સોળ, ક્ષત્રિયને બાવીશ, અને વૈશ્યને ચોવિશ વર્ષ જનોઇ વિના વીતી જાય, તો તે પછી વ્રાત્યતા પ્રાપ્ત થાય છે; જેથી પ્રાયશ્ચિત્ત કર્યા પછી જનોઈ અપાય છે.

એટલા માટે રળિયાત બાઇ! તમારે પણ તમારા દિકરાને નવમું વર્ષ ચાલે છે, માટે હજુ સાત વર્ષ બીજાં થાય ત્યાં સુધી વાંધા નથી. માત્ર તેમાં અંતરાય ગણીએ તો એટલોજ કે તમારા દિકરાને જ્યાં સુધી જનોઈ દઇને ગાયત્રી મંત્રનો ઉપદેશ થયો ન હોય ત્યાં સુધી વેદાધ્યયન (વેદનો અભ્યાસ) તેનાથી થાય નહિ; માટે ઘણોય મોટો થઇનેજ વેદ ભણે. હમણાં તો તમે નિત્ય મારે ઘેર મોકલ્યા કરજો, એટલે મારી પાસે બીજા વીશ–પચીશ વિદ્યાર્થિઓ અભ્યાસ કરે છે, તેમની સાથે તેને હુ આપણી ગુજરાતી ભાષાની સાથે સંસ્કૃતમાં વ્યાકરણ, કાવ્ય, પુરાણ અને ધર્મશાસ્ત્રોનું શિક્ષણ આપ્યા કરીશ. ત્યાં સુધીમાં તમે એને સારું કન્યાની શોધ કર્યા કરશો. જો કન્યાનો ઘાટ બેસે તો સાતસેં–આઠસેં કન્યાના, ને બાકી ન્યાત કરવી હશે તો બસેં રૂપીઆ એક ન્યાતમાં થશે. જનોઇની ને પરણ્યાની વરોઠીની એ બેયની ભેગી એક ન્યાત કરશો તો તમારે માથેથી ન્યાતનું મ્હેણું પણ ઉતરશે; ને તમારું સર્વ ધારેલું સિદ્ધ થશે. માટે હમણાં ધીરજ રાખી છાનાં માનાં બેસી રહેજો; પણ પેલા વચકા (ઠગો)ને કાંઇ કહેશો નહિ ને ભોજ માંડશો નહિ.

રળિયાત—મારા વીરા! શાંતિરામ! તમે મારા બળતા અને નિરાધાર હ્રદયના એક ટેકારૂપ થયા છો; ઈશ્વર તમારૂં ભલું કરે ને તમારા એકના એકવીશ થાઓ.

આ મારા પદ્માકરના બાપે અવસાન વખતે જે ભલામણ કરી હતી કે તું એની સંભાળ રાખી મોટો કરજે; ને જનોઇ દઇને પરણાવજે. જેથી હું ન્યાત જાતના રીવાજથી અજાણી તથા પાખંડીઓના પ્રપંચને નહિ સમજનારી ભોળા ભાવે તે ધૂતારાઓ પાસે વાત કરી બેઠી. ભાઈ ! તમે મને આ સારો માર્ગ બતાવ્યો, તો હું તેમજ ચાલીશ. ભાઈ ! કહેવત છે કે "આંગળી ચીધ્યાનું પણ પુણ્ય છે." માટે જો તમે મને આ સલાહ ના દીધી હોત તો મારી પાસે જે હતું તે તેમને સ્વાધીન કરીનેજ બેસત. પછી તે તેમને ફાવત તેમ કરત. પૈસા એમને સોંપ્યા પછી તેમની પાસે મારાથી કાંઇ પણ હા કે ના, બોલાત નહિ.

શાંતિરામ—એ તો તમારા હજારે રૂપીઆ ન્યાતોમાંજ વવરાવાના હતા. તમારે મોંઢે પાંચ ન્યાતો કહી છે તેમાં તમે કાંઇ ખેંચ–તાણ કરત એટલે ત્રણ તો તમારે માથે ઠરાવી બેસવાનાજ હતા. એક ન્યાત ગૃહશાંતિને દિવસે છૂટો લાડુ ને ધારે ઘી, જનોઈને દિવસે કંસાર ને ઘી, અને બડવો રુઠો વાળવાને દિવસે કોયો લાડુ શેરે બશેર–અઢીશેર પ્રમાણે ઘી નાખીને વાળેલો લાડુ, એ ત્રણ ન્યાતો તમારી પાસે કરાવી હજાર તમારા છે એ ને સો બસેં કોકના કાઢી લાવીને તમને કરજમાં ઉતારીને ઉચુ મો કરવાનો વખત લાવવાના નહોના.

રળિયાત—ઓય ! જો મારા રોયા પ્રેતીઆ ! બાય ચૂલામાંની ધગધગતી. ભાઇ શાંતિરામ તમે જો મને શિખામણ ના દીધી હોત તો હુ મારા છોકરાના માથાના વાળ પારકા કરી આપી જન્મારાનો ઓશિયાળો કરી બેસત.

શાંતિરામ—હા બાઇ ! એમજ થાત.

રળિયાત—ભાઇ ! એ રૂપિઆ હું લાવત ક્યાંથી? મારી પાસે

નથી વિઘો ભોંઇ—ભાડું કે તેય વેચીને હું લેણદારના ભરત. આ એક રહેવાનું નહિ જેવુ માટીનું ખોલડું છે, તેય જ્યારે જાત ત્યારે ક્યાં અમે મા દીકરો જઇને ધર્મશાળામાં પડત ? મને શી ખબર કે આ બધા પેટમાં પાળીઓ વાળા હશે ! હવે હુ તેમનું કહ્યુ કાંઇ પણ કરવાની નથી. શાંતિરામ ! તમે મારી પાસે કોઇ કોઇ વાર આ-વતા રહેજો. તમને હું મારા માનાજણ્યા ભાઇસમાન માનું છું. ને કાલથી મારા પદ્માકરને હુ તમારી પાસે મોકલતી રહીશ; માટે તેને તમે સારી રીતે હાક રાખી ભણાવજો. ભલા બ્રાહ્મણનો છોકરો છે ને ભણી ગણીને રળી ખાશે તો તમને આશીશ દેશે.

શાંતિરામ—ભલે, ખુશીથી કાલે ગુરુવાર છે માટે મોકલજો. બધા વિદ્યાર્થિઓ ભેગો એ પણ ભણશે. એમ કહી શાંતિરામ પો-તાને ઘેર ગયો.

તે પછી રળિયાત બાઇએ પોતાના પુત્ર પદ્માકરની જનોઇ સંબંધીની વાત અનુકૂળતા ઉપર મુલતવી રાખી.

તે પછી પેલા બ્રાહ્મણપચના સમસ્ત બ્રાહ્મણો પોતાને ભેગા થઈ ન્યાતની પંચાત કરવાના સ્થળરૂપ બ્રાહ્મણવાડામાં એક સટાકલીંબડી હતી ત્યાં ભેગા થયા. ને પછી માંહો માંહ્ય રળિયાત-બાઇ વિષેનું કામ ચલાવતાં આ પ્રમાણે બોલ્યાઃ—

ખીમાશંકર—અલ્યા ચકારામ ! વારું પેલી રળિયાતના છો-કરાની જનોઇ વિષે શું થયુ ? એ તે બાઇ પછી ઉંઘી ગઇ કે શું ?

ચકારામ—માના જણ્યા કાઢવા પડે તે ઉંઘીજ જાય તો. ઓછામાં ઓછી પાંચ ન્યાતો બોલ્યા તે એને કાળજે હીક આવી હશે માટે ઉંઘી ગઈ બિચારી.

છગનવ્યાસ—બીજા કેટલા જનોઇ જેવા પ્રસ્તુતમાં ત્રણ કે

પાંચ ન્યાતો કરી કરીને વાજ આવે છે ? તે એને ગરીબ રાંડી રાંડને પાંચ ન્યાતો કરવાનું કહી આવ્યા ?

અમથોપંડ્યો—એતો આ ઘેલાગોર હોળીનું નાળીએર થઇને આગળ બોલ્યોતો કે, પાંચ ન્યાતો કરો.

મફો તરવાડી—એવુ ડહાપણ એમને કોણે કરાવ્યુંતુ કે તે ન્યાતના ભણીથી એવું ડહાપણ કરી બેઠા.

ધુળો જોશી—એ બાઇ બિચારી ભોળા સ્વભાવની તે આપણા પંચ પાસે બોલી વળી કે, મારી પાસે હજાર રૂપિઆ છે તે કહો તો તમને સોંપી દઉ.

મૂળશંકર—એ આપે તો આપણથી લેવાય ?

દલોભટ્ટ—લેવાય તે ચૌદવાર,કયાં છાના ચોરીને લેવાતા ? એના છોકરાના જનોઇના પ્રસ્તુતની ન્યાતો કરવાની હતી; તે ન્યાતનાં છોકરાં ખાત એમાં કયાં બિચારા ઘેલાગોરને પોતાનાં છોકરાંને બાજરી ખવરાવવી હતી ?

ઇચ્છારામ—પણ તમે એના મનને પૂછયું હતું ? કે ન્યાતો કરવાની એની મરજી છે કે નહિ ?

બાઓભટ્ટ—એમાં મરજી શી ? વળી જનોઈ દેશે તે ન્યાતો તો કરશેસ્તો ?

કીલોભટ્ટ—કરશે તે શું પાંચ કરશે ? એને ઘેર કાંઇ બધા ભેગા થઇને નાંખી આવ્યા છો ? શું ઘી વેચ્યું છે ? એણે કાંઈ તમારા ટકા વ્યાજે કાઢયા છે ?

મકનજી—હવે મારા ભાઈ પાંચ ન કરે ને ત્રણજ કરે કે ભલેને એકજ કરે પણ જ્યાં ત્યાં કુટી ખાઓને ? શું કડવુ લાગે છે ? પેટમાં નાખી આવશો કાંઇ તેને ત્યાં આપી આવવાના તો નથી કની ?

દોલતરામ—એ ના, ના. એ એટલા બધા નીચા ના બેસી જશો, ત્રણ ન્યાતોનો તો પંચે ઠરાવજ કર્યો છે.

બોધારામ—અરે ભાઇ ત્રણ ને એક કોણે નિશ્ચય કર્યો છે કે રળિયાત બોણુ શાસ્ર જનોઇ દેવાની છે કે નહિ ?

એણે નો છોકરાને પેલા શાંતિરામ શાસ્ત્રીને ઘેર ભણવા મેલ્યો છે. તે રોજ રળિયાતને શાંનિરામ છાની છાની વાતો કરે છે. એ સાંભળીને એક ખોડો દવે હતો તે બોલ્યો કે હેં હેં હે બોધારામ? તમે સાચુ કહોછો કે રળિયતને શાંતિરામ મળ્યો ?

બોધારામ—હા ભાઇ હા, એનો ક્યારનીએ ગોષ્ટી થઇ ગઇ.

ખોડોદવે—થઇ રહ્યું, ત્યારે તો; સૌના ભાણામાં પહાણો પડયો.

બોધારામ—હા, એમજ હશે- તે દિવસે રળિયાતે આપણને બોલાવ્યા પછી કાંઈ નામ કે નિશાન જણાયુ નહિ. ને બાઇ જરા પણ સસળી નહિ, માટે નિશ્ચય એતો કોવાઢે હાથો બેઠો; ને બાઇની બુદ્ધિ ફેરવી નાખી. હમણાં એ શાતિરામ બધે બહુ ડાહ્યલો થઇને ફરેછે.

ખોડોદવે—ભાઇ શું કરીએ ગામમાં એકલો એ મોટો પંડિત, રાજ્યનો માનિતો, આપણ રહ્યા અભણ, એને કાંઇ કહેવા જઇએ તો રાજા આપણને ઉચાળા ભરાવે.

ભાઉશુકલ—હવે સમજ્યા એતો બધુંય, પણ હવે આપણાં મિષ્ટાન્ન સૂકાઈ ગયાં, તેનું કાઈ કરો છો કે ઉઠીને ઘેર જઇએ ?

ભાણજીવ્યાસ—હવે ઘેર શુ દાટી મૂકયું છે ? બેશને હવે જવાય છે. રળિયાતને શું ઉધી જવા દેવી ? ના, ના. ચાલો એને ઘેર ફરી બધાય ભેગા થઇને. ને એ ઉઘેલી ને જગાડી મિષ્ટાન્ન ઉભાં કરીએ. કદિ માગ્યા વિના તો માયે ન પિરસે. હવે કાંઇ લાંબી લાંબી પંચાત કર્યે નહિ વળે.

વેણીરામ—શુ રળિયાતને ઘેર એના બોલાવ્યા વિનાજવાતું હશે કે?

**अनाहूतो विशेद्यस्तु अपृष्टो बहुभाषते ।**
**आत्मानं मन्यते प्रीतं भूपालस्य सदूर्मतिः ॥**

ભાવાર્થ:—જે માણુસ કોઈને ઘેર બોલાવ્યા વિના જાય છે, તથા પોતાને પૂછ્યાવિના જે બહુ બોલે છે, અને રાજાના આત્માને ખુશી થયેલો માની તેના પર વિશ્વાસ રાખે છે, તેને સારો બુદ્ધિમાન જાણવો નહિ.

ચીકોભટ્ટ—હવે જોયાં તમારાં પોથા-થોથાં મારા ભાઇ, પંડિતાઇ ઘેર જઇને કરજો. જ્યા ત્યાં માડ કરીને છોકરાંનું ગળ્યું મો થવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યા એવુ લાકડું ક્યાં નાખો છો ?

કુકોભટ્ટ—હા તમને બોલાવશે રળિયાત, જમજો વહેલા વહેલા. તાવને તે કોઇ ચઢચ કહેતું હશે કે ?

દાજીભટ્ટ—માને એ વચમાં ટાયલું કર્યા કરે. આપણે આપણી મેળ્યે ચાલોને સૌ સારા વાનાં થશે. ક્યાં આપણે એકલાને ખાવુ છે ? સૌ ભાઇઓનાં છોકરાનું ભાગ્ય ભેગુ છે; નહિ કેમ બને ?

વેણીરામ—ભાઇઓ ! પધારો, પધારો ત્યારે તમે સૌ રળિયાત બાઇને ઘેર, હુ તો આ મારે ઘેર હાલ્યો; પણ તમને સૌ ભાઇઓને કહેતો જાઉછુ કે જરા લુહારને ઘેર થઇને જજો.

જદુરામ—અલ્યા વેણા ! કેમ તું આ બધા ભાઈઓનું અપમાન કરે છે ? શુ તું એકલોજ ડાહ્યો હોઇશ ? આ બધા તારી પાસે શું મૂર્ખ હશે કેમ ?

વેણીરામ—ના ભાઇ ! ના, મારાથી એમને એકલા મૂર્ખ કેમ કહેવાય ? પણ તેમના શિરોમણિ અથવા મુરબ્બીઓ.

જદુરામ—જા, જા; હવે છાનો માનો ચાલ્યો જા, નીકર ચૌદમું રત્ન દેખાડવું પડશે.

વેણીરામ—આવો ત્યારે ભૂદેવ ! ચૌદમું રત્ન તમારું દેખાડો જોય ? નહિ તો હું ઝટ દેખાડી દઉં.

મંછારામ—અલ્યા જદુડા ભુંડુ કર્યું તેં. તુ નથી જાણતો ! એતો આપણા રાજના પ્રધાનજીને ત્યા નિત્ય કથા સંભળાવવા જાય છે. માટે ત્યાં જઇને વાત કરશે તો રાજાના સીપાઇઓ આવી, ચતુર્ભુજ બનાવીને લઇ જશે. પ્રધાનજીને ને એને તો જૂદો જીવ નથી.

જદુરામ—હાય હાય ! એમ છે ? ત્યારે તેં મને પહેલું કેમ કાંઇ ના કહ્યું ? હુ જમનું તેડું સારું, પણ રાજાનું તેડું ભુંડું સમજું છુ. માટે ભાઇ મછારામ જરા એ વણીરામને ટાઢો પાડો.

મંછારામ—અરે ભાઇ વેણીરામ ! તમારાથી કાંઈ એ જદુડીઆ જેવું થવાય ? એ તો તમે જાણો છો કે ઉછાંછળા સ્વભાવનો ને બહુ બોલો છે; પણ તમારા જેવા સાક્ષરથી કાંઇ એના જેવું થવાય ? મૂર્ખો છે, તે તમારી સાથે બોલ્યો.

જદુરામ—મૂર્ખો ભાઇ, મૂર્ખો; તમારી પાસે હુ સત્તર વાર મૂર્ખો; ને ભૂલા ગયો તે બોલ્યો. હવે તમારી પાસે ક્ષમા માગું છુ.

વેણીરામ—ભાઇ જદુરામ ! હુ તને મૂર્ખો કે ભૂલ્યો કહેવરાવવા માગતો નથી, તુ મારો ભાઇ છુ; હુ તારી પાસે ક્ષમા મંગાવવા પણ ચહાતો નથી. પરંતુ ભાઇ ! એવો વાડેથી વઢવાડ હોરવાનો સ્વભાવ ના રાખીએ. મે કાંઇ તને એકલાને કીધુ હતુ ? કે તું સામું બોલી ઉઠયો ? મેતો આપણા બધા ભાઇઓને કહ્યુ હતું કે ભાઇઓ ! રળિયાતબાઇની ન્યાતે જમવા સારું લુહારને ત્યાં જઇ જરા દાંત કકરાવતા જજો.

તે પછી બધું વિપ્ર મંડળ રળિઆતને ઘેર જવા ત્યાંથી નિકળ્યું; ત્યારે તેમની પાછળ એક નાનું બે વર્ષનું ભીખારીનું છોકરું

ઉભું હતું, તેણે છીંક ખાધી. એટલે તેમાંના એક ભીખારામ હતા તે બોલ્યા કે હત, તારી માનું પેટ બળે ! શુકનમાંજ વધારીને બેઠું ?

ત્યારે ભટ્ટજોષી બોલ્યા કે **पृष्ट छिक्काशुभावहा** ( પાછ-ળની છીંક શુભ ફળ આપનારી છે. ) તે સાંભળી ભૂલોભટ બોલ્યા કે તો તો મિષ્ટાન્ન ઠરીજ ચૂકયાં. ત્યારે અલ્યા ભાઇ ! ચાલોને સૌ સૌને ઘેર જઇને, બઇરાંને ના કહેતા જઇએ કે ઘેર રાંધશો નહિ; સાંજે રળિઆત બાઇને ત્યાં સૌને સર્વજણ મેમાન-પરોણા સાથે જમવાનાં નોતરાં છે.

બોથારામ—હાલો, હાલો, છાના માના. એમ કાંઈ થાય છે ? જમવાનુ ક્યાં સામું કરી મેલ્યુ છે ?

પછી એ પ્રમાણે સૌ જ્ઞાતિપંચ ભેગું થઇને રળિયાત બાઇને ત્યા ગયુ.

રળિયાતબાઇ–[પોતાને ઘેર સર્વ દ્વિજમંડળ આવ્યુ, તે જોઇ પ્રેમપૂર્વક ઉભાં થઇને બોલ્યાં કે, આવો આવો પધારો, સર્વે ભા-ઇઓને મારા જયશ્રીકૃષ્ણ; આજે ભલી મારા ઉપર બધા ભૂદેવોએ કૃપા કરી, મારું આંગણું પાવન કર્યું ?

તે પછી રળિયાત બાઇએ પોતાના પુત્ર પદ્માકરને બોલાવીને કહ્યું કે બેટા પદ્માકર ? જો સારું અજવાળેલું મોટું જળનુંભરેલું પાત્ર અને બે ચાર પ્યાલા લાવી સૌને જળપાન કરાવ્ય. જો, જો આ આપણે ઘેર આપણું ઘર પવિત્ર કરવા સૌ ભાઇઓ ભેગા થઇને પધા-ર્યા છે; તેમને તું સૌને પ્રણામ કર્ય. પછી પદ્માકરે તેમની પાસે મો-ટું એક જળપાત્ર જળથી ભરેલું પાત્ર ચાર-પાંચ પ્યાલા સાથે લાવીને તે દ્વિજ મંડળી પાસે મેલ્યુ.

બકોરભટ્ટ– કેમ અલ્યા પદ્મા ? તારે સૌને એકલું પાણીજ પાવું છે કે ?

ગટોરવ્યાસ—પાણીએ પાશે, ને જમાડશેય ખરો.

પદ્માકર—ના, ના. બંકોરકાકા! એવી જમવા કરવાની આશા રાખશો નહિ. એતો તમારે ઘેર કહેતા હોતો મારી નવી કાકીને કહી આવું, કે મારા ગટોરકાકાને માટે લાપશી ને ઘી તૈયાર કરી મેલજો. એમને જમવાનું મન થયું છે.

બીજા બ્રાહ્મણો—સાબાશ! સાબાશ! સાબાશ! પદ્માકર! તેં તારા બંકોરકાકાને ઠીક જમાડયા.

શકરોદવે—ભાઇ! એતો કાંઇ મોરનાં ઇંડાંને ચીતરવાં પડેછે! રળિઆત બાઇનો દીકરો. એમાં શું કહેવાનું?

રળિઆતબાઇ—શું કરું? ભાઇ! જરા મેં જોયુ ને ખોટનું છોકરું તેથી મારાથી એને કાંઇ કહેવાતુ નથી, ને એની મેળે જે એને કલાવે તેની સાથે ગમે એમ છૂટે મોઢે બોલે છે. માટે હુજ મારી મેળે જે ઘેર આવે છે તેને આગળથી કહી દેઉછુ કે કોઇ એને છેડશો નહિ.

પોચોભટ્ટ—ત્યારે રળિયાત બાઇ! તમે તે દહાડે બધા ભાઇઓને બોલાવીને પદ્માકરને જનોઇ દેવા સંબંધી વાત કરી હતી, તે વિષે પછી તમે શો વિચાર કર્યો? એતો આ ભાઇઓ બધા સટાકલીંબડીએ એકઠા થઇને બેઠા હતા ત્યા આ ખશાલજોશીએ વાત કરી કે હવે દશેક દિવસ પછી એટલે ચૈત્રવદિ સાતમને દિવસે શુક્રાસ્ત થાયછે, (શુક્રનો તારો બૂડેછે) માટે તે પછી કમૂર્તા બેસવાનાં છે. ત્યારે અમે સર્વેએ વિચાર કર્યો કે રળિયાત બાઇએ પંચ વિદ્યમાન જે વાત જણાવી તો પછી તમારા મનનાં એમ થાય કે ભાઇઓએ પછી મારી કાઇ ખબર લીધી નહિ. માટે બધા ભાઇઓ તમને એજ પૂછવા આવ્યા છે કે તમારે જનોઇ દેવાની છે? કે હમણાં બંધ રાખવાનો વિચાર છે? જુઓ પદ્માકરને નવમુ વર્ષ ચાલે છે ને

પહોર પાછું દસમું બેસશે, માટે જો આ સાલ જનોઇ દેવાનું જ હોય તો આ ખુશાલજોશી અહીં વિદ્યમાનજ છે, તેથી મુહૂર્ત જોવરાવી નિશ્ચય કરીએ. ખુશાલજોશી આપણો ભાઇ છે, માટે તેને કાંઈ આપવા લેવાનું નથી. માટે મંગાવો એક પાણીછલ્લું શ્રીફળ ને સવા રૂપીઓ. આ બધા ન્યાતભાઇઓના સમક્ષમાંજ મુહૂર્તનો નિશ્ચય કરીને કાંઇ સરસામાન ભેગો કરવો હોય તે બાબતનું કામ સૌને ભાગે પડતું વહેંચી આપીએ.

રળિયાતબાઈ—ભાઇ ! મેં તો પંચ પાસે એવી માગણી કરી હતી કે એક હજાર રૂપીઆ મારી પાસે છે. તેટલામાં જનોઇ પણ દેઇ આપો, ને મારા પદ્માકરને પરણાવી આપો. તેમાં તેને પરણાવવાની વાત તો પડી મેલો છો, ને કહોછો કે, પાંચ ન્યાતો કરો. ત્યારે તો પાંચ ન્યાતોમાં પન્નરસે રૂપીઆ ખરચ થાય, તેમાં હજાર તો છે તે વાપરું ને બાકી પાંચસે કોકના કાઢીને મારા છોકરાને દેવાદાર કરી જન્મારાનો દુખી કરું ? છોને ન્યાતનાં છોકરાં તો ખાશે નહિ તો ભૂખ્યાં રહેશે. મારા છોકરાની કોઇને દયા નથી આવતી, તો પછી મારે બીજાનાં છોકરાંની શી દયા રાખવાની હોય ? બોલવું તે મોંમાં માય એટલું બોલાય. પાંચ ન્યાતો કહેનારા પોતાનાં ઘરબાર બૈરાં છોકરાં કોઈકને લખી આપીને કરે પચીસ પચાસ ન્યાતો; ને વાળે લગોટીઓ.

પુંજોભટ—બાઈ જવાદો, હવે ના બોલશો; કોઇની સાથે નકામાં લઢી મરશો. જાઓને હવે પાંચને બદલે ત્રણ ન્યાતો કરજો; કોઇ પાંચ ન્યાતોનું કહેતું નથી.

રળિયાત—એમ કે ? ત્રણ ન્યાતો તો હજું બાકી છે કે ! તમારી સાત પેઢીનાં ઘરડાં ગયાં એમને તો કોઠીએ ચઢાવી મૂક્યાંછે, ને પાંચે દીકરાને જનોઇ દીધી ત્યારે કેમ એકે ન્યાત કરી નહિ ? ને

એકલો વહેવાર કરીને બેસી રહ્યા છો. કરોને મળતું હોય તો એ પાંચ ન્યાતો ? આતો પારકાં છોકરાં ખાખી બંગાળી કરવાં છે ? ને ન્યાતો ખાવી છે, ખાઓ ચૂલામાંની.

હવજીબ્યાસ—અરે આમ ચઢા ઉતરી કયેં લઢી મરશો ? જુના ઉખેળા કાઢીને શું કરવા છે ? બાઇ ત્રણે ન્યાતો કરવી નથી ને કાંઇ કરવું નથી. તમે તમારે રાજીખુશી થઇને છોકરાને જનોઇ દેઇને રુડો અવસર સાચવી લ્યોને, ન્યાત ફક્ત એકજ કરજો. ભલા પ્રભુએ તમને એક દીકરો આપ્યો છે તો રુડીરીતે જનોઇ દેઇને એક કંસાર ને ઉપર ધારે ઘીની ન્યાત કરી બધા ભાઇઓના છોકરાંના કોઠા ઠારોને પછી આવા દાની થશે.

રળિયાત—મારે તો મારા છોકરાને જ્યારે જનોઇ દેવી હશે ત્યારે દેઇશ ને મારા કુટુંબના પાંચ ઘરો સાથે જે મારે ખાવા ખવરાવવાનો વહેવાર હશે તેટલુંજ ખરવરાવીને બેસી રહીશ. પણ મારે ન્યાત કરવાનો તો મોખજ નથી સૌ ભાઇઓની મરજી નહિ હોય તો મારો છોકરો તમારી ન્યાતમાં નહિ જમવા આવે. મને હવે કોઇ કાંઇ કહેશો નહિ મારે તો ન્યાતે કરવી નથી ને આ શાલ છોકરાને જનોઇ પણ દેવી નથી. તમે સૌ ભાઇઓ હવે પધારો બહુ મોડું થઇ જાય છે, ને સૌને રોટલા વેળા થવા આવી છે.

એ પ્રમાણે રળિયાતબાઇએ પોતાની જ્ઞાતિના પંચને છેવટનો પોતાનો અભિપ્રાય કહી દીધો. તેથી સર્વે મિષ્ઠાન્ન ભોજનની આશાનો ત્યાગ કરી સૌ પોતપોતાને ઘેર ગયા.

તે પછી રળિયાતબાઇએ પોતાના સંબંધીઓ દ્વારા પોતના પુત્ર પદ્માકર માટે કન્યાની તજવીજ કરાવવા માંડી; પણ પુત્રના દસમા વર્ષે પણ કાંઇ યોગ બન્યો નહિ. કોઇની કન્યાનું નક્કી થાય તો જનોઇ દઇને પરણાવી લઉ આવે તે બાઇનો વિચાર હતો તેથી

પુત્રતો મોટો થવા લાગ્યો તેમ તેમ કન્યાવિક્રય કરનારા વિપ્રોએ કન્યાના રૂપિઆ પણ વધારે વધારે બતાવવા માંડયા. રળિયાતને તો રૂપિઆ સાતસો-આઠસોમાં કન્યા લેવી હતી, પણ હવે તો તેના ઉપર બારે બળેલા બ્રાહ્મણોએ હજાર-બારસે અને તેરસે રૂપીઆ સુધી માગણી કરવા માંડી. એમ કરતાં અગીઆરમું, બારમું, અને તેરમું વર્ષ પુત્રને વિત્યુ. તો પણ રળિયાતના પુત્ર માટે કયાંઇ પણ કન્યાનો સાંધો બેઠો નહિ. તેથી દિવસે દિવસે રળિયાતના મનમાં ચિંતા વધવા લાગી. ચૌદમે વર્ષે ઘણી તજવીજ કરી, ત્યારે બ્રાહ્મણોએ બે હજાર અને ત્રણ હજાર રૂપીઆ માગવા માંડયા તેથી રળિયાતે જાણ્યું કે હવે કોઇ ઉપાયે મારો પદ્માકર ઘરમંડો થશે નહિ તેથી તેના શરીરમાં ચિંતાજ્વર (ચિંતારૂપી તાવ) અખંડ રહેવા લાગ્યો. ને શરીર કેવળ અસ્થિપંજર (હાડકાંનું પાંજરું) બની ગયું; છેવટે તે બાઇએ વિચાર કર્યો કે આ સંસારની કૃતિજ કુટિલ છે, જે માણસ આસક્તિ રાખી સુખાની આશા બાંધે છે તેને તે રીબાવી રીબાવીને મારે છે. મારી પાસે બે ત્રણ હજાર રૂપિઆ આવે ત્યારે પદ્માકર પરણે. પણ મહેનત મજુરી કરી હું પરાણે મારો નિર્વાહ ચલાવું છુ તેમાં હવે મારી પાસે બે ત્રણ હજારનો સંચય થવાનો તે કેવળ અસંભવિત છે. માટે હવે તો ઘણોય પદ્માકર મોટો થઇને કમાશે ત્યારે પરણશે. પણ મારે તેને પંનરમે વર્ષે જનોઇ તો દેવીજ ને મને મારા મનમાં જે એવો ઉત્સાહ છે કે મારો પદ્માકર પરણે ને તેનું ફુલેકું ફરે તે હું જોઉં? પણ તે જોવામાં મારું ભાગ્ય વાંકુ છે, તો પ્રભુની જેવી ઇચ્છા. મારો પદ્માકર પણ શાંતિરામ શાસ્ત્રી પાસે રહી બે અક્ષર ભણ્યો છે, માટે ઇશ્વર તેને સારા ઉદ્યોગે વળગાડશે ને તે તેની મેળે પાંચ રૂપિઆ લાવતો થશે તેમાંથી સંચય કરીને તે આગળ ઉપર પરણશે; પણ

હાલતો એટલા બધા રૂપીઆ ક્યાંથી લાવુ ?

પછી પદ્માકરને પંનરમુ વર્ષ બેઠું. એટલે રળિયાતબાઇ શાંતિરામ પાસે ગયાં; ને પૂછ્યું, કે,–કહો ભાઈ! હવે મારે પદ્માકરને-માટે શું કરવું ?

શાંતિરામ—રળિયાત બાઇ ! તમે જાણો છો કે, આતો પાપની પ્રતિમારૂપ ઘોર કળિયુગ ચાલે છે; તેથી બ્રાહ્મણો પણ યુગરૂપજ થએલા છે. માટે સૌ રૂપીઆના સંગી છે, જે વધારે રૂપીઆ આપે તેને કન્યા દે છે. જેમ નીચ લોકો ગાયો જેવાં પવિત્ર અને પૂજ્ય પશુઓને પણ કસાઇને ત્યાં વેચે છે, તેમ કન્યાવિક્રયી બ્રાહ્મણો પોતાની દીન બાળાઓ ઉપર દયા ન લાવતાં વૃદ્ધ, રોગી, મુર્ખ, દુરાચારી, લંપટ અને વ્યસનીઓને પણ પોતાની પુત્રી પૈસા મળે તો પરણાવે છે. દીકરી એને ઘેર શું ખાશે? કે શું ઓઢશે પહેરશે? તેની તેમને ચિંતા હોતી નથી. પોતાના સુખ માટે પોતાની અંગજા ( પોતાના શરીરથી જન્મેલી ) દયાપાત્ર પુત્રીને જન્મદુઃખી કરી મૂકે છે. છેવટે તેનો પણ પરિણામતો એજ આવે છે કે દીકરીના નિશ્વાસ (નિસાસા) થી તેના પીતાના ઘરમાં પણ અંતે ધન, સુખ, વૈભવ અને વંશનો પણ વિનાશ થાય છે. રળિયાતબાઇ ! પેટ ફાટયું ત્યાં પાટો ક્યાં બાંધિએ ? જ્યાં ચારે વર્ણના નેતા, ગુરુ અને સર્વ જગતના સુખ–સંરક્ષણના હેતુ રૂપ તથા શ્રી જગદીશ્વરના મુખરૂપ બ્રાહ્મણો ધર્મ–કર્મથી ભ્રષ્ટ થઇ આ ઘોર કલિયુગમાં અસુરો જેવા બની, કન્યાવિક્રય જેવા ઘોર પાપથી પણ નિડર બની નરક પંથના અગ્રગામી (આગળ ચાલનાર) બન્યા: ત્યાં હવે ન્યાય–નીતિ અને તમારા મારા જેવાં જે ઇશ્વરનો ભય રાખી સન્માર્ગે ચાલનારાંના સુખની આશા શી ? માટે રળિયાતબાઇ ! તમે પણ હવે શ્રીવિશ્વેશ્વરની ઇચ્છાને માન આપી, તમારા પુત્રને

સારા શુભ મુહૂર્તમાં હમણાં જનોઇ દઇ લ્યો; અને તમારો પુત્ર બે અક્ષર ભણી સાક્ષર થયો છે માટે કાંઇક પણ એને હાથ સદુદ્યોગ લાગશે એટલે થોડે થોડે કાંઇક ધનનો સંચય કરશે; એટલે ઘણોય એની મેળે પરણશે. ન્યાત નઠારી ત્યાં આપણો ઉપાય શો ? રળિયાતબાઇ આપણી ન્યાતમાંથી જ્યાં સુધી આ કન્યાવિક્રયનો ઘાતકી પ્રચાર નિર્મૂળ નહિ થાય ત્યાં સુધી આ દ્વિજકુળનો ઉત્કર્ષ થવાનો નથી. કન્યાવિક્રયનું પાપ કાંઇ જેવું તેવું નથી. જુઓ એક ઠેકાણે કન્યાવિક્રયનો નિષેધ દર્શાવતાં કહ્યું છે કેઃ—

ब्रह्मघ्नो गुरुतल्पगो च मधुपो गोघ्नस्तथा बंधुहा,
स्त्रीहत्या शिशुहा हताश्च जननी[illegible]ता कदाचित्पिता ॥
एतांवै भव दान[illegible]मक्रियया काश्यां मृते शुद्धयति,
कन्याविक्र[illegible] कारको नहि कदा मुक्तिः शतैर्जन्मभि ॥

ભાવાર્થઃ—બ્રહ્મહત્યા કરનાર, ગુરુની સેજ ઉપર કે આસન ઉપર બેસનાર, મદિરા પીનાર, ગોહત્યા કરનાર, સંબંધીને મારનાર, સ્ત્રીહત્યા કરનાર, બાલહત્યા કરનાર તથા માતાપિતાનો નાશ કરનાર, પણ જીવન પર્યંત દાન હોમ કે જપ—તપાદિ સત્કર્મ કરવાથી કિંવા કાશીમાં મૃત્યુ પામવાથી શુદ્ધ થાય છે; પણ કન્યાવિક્રય( દીકરીના પૈસા લેનાર )કરનાર અનેક જન્મે પણ તે પાપથી શુદ્ધ થતો નથી ને મુક્તિ પણ મળતી નથી.

શાંતિરામ—કહે છે કે રળિયાતબાઇ ? હું આ સ્થળે એક વેદપાઠી બ્રાહ્મણ અને ચાંડાલિનીનો પરસ્પર થયેલો ટુંકો સંવાદ તમને કહી સંભળાવું છું તે તમે લક્ષ્યપૂર્વક સાંભળો.

નર્મદા નદીના દક્ષિણ તટ ઉપર એક વેદપાઠી બ્રાહ્મણ કોઇ

મંત્રાનુષ્ઠાનનિમિત્ત પર્ણકુટી બાંધીને રહેતો હતો, તે એક દિવસ મધ્યાહ્નકાળે નર્મદાના નિર્મળ જળમાં સ્નાન કરી, પોતાનાં સંધ્યાવંદનાદિ ધર્મ-કર્મથી પરવારી, પોતાની પર્ણકુટી ભણી જતો હતો. તેવામાં તેને સામી પાસથી આવતી એક ચાંડાલી મળી; કે જેનો દેખાવ જોનારને આશ્ચર્ય ઉપજાવે એવો હતો. તેના માથા ઉપર એક માટીની ઠીબ હતી તેમાં તેના સ્વામીના આહારના પદાર્થો ભર્યા હતા. ને તેણે પોતાના ડાબા હાથમાં જળથી ભરેલી એક મનુષ્યના માથાની ખોપરી ઝાલી રાખી તેમાંથી જમણા હાથનાં આંગળાંથી ભૂમિપર પાણી છાંટી તેમાંજ પોતાનાં પગલાં મેલીને ચાલી આવતી હતી. તેને જોઇ તે વેદપાઠી વિપ્રે પૂછયું કે,—" અરે આ કોઇ વિચિત્ર રૂપવાળી, વિચિત્ર વેશવાળી, વિપરીત કર્મવાળી ને અસ્પૃશ્ય તથા નિષિદ્ધ પદાર્થનો સ્પર્શ કરનારી તું કોણ છું ? પરમપવિત્ર આત્મચેતને ત્યાગ કરેલું પાંચભૌતિક શરીર અસ્પૃશ્ય ગણાતું હોવાથી કોઇપણ મૃત પ્રાણીના શરીરનાં અસ્થિ, ચર્મ, અને માંસાદિ પણ અસ્પૃશ્ય મનાય છે. છતાં તું આ મનુષ્યના માથાની ખોપરીમાં જળ ભરી ભૂમિપર છાંટી તેમાં તારાં પગલાં મેલીને ચાલે છે, તો હવે તું અપવિત્રતા અને ભ્રષ્ટતારૂપ-પાપની પ્રતીમારૂપ બનીને કેવા પ્રકારની શુદ્ધિ ઇચ્છું છું ? તું જાતેજ કોઈ અંત્યજ કુળમાં ઉત્પન્ન થયેલી મલિનતાની મૂર્તિ તો છુ; છતાં જળથી પૃથ્વીને પવિત્ર કરવા ધારે છે, તો **सर्वत्र वसुधापुता** ( સર્વ ઠેકાણે પૃથ્વી તો પવિત્રજ છે ). એ સ્મૃતિ વચનથી તારા કરતાં વિશેષ શુદ્ધ પૃથ્વીની શુદ્ધિની અપેક્ષા રાખનારી તું કોણ છે ? મને આ તારી વિપરીત ક્રિયાથી આશ્ચર્ય ઉપજે છે, માટે તું મને તારા સંબંધિ વૃત્તાંત કહેવા તને અડચણ ન હોય તો કહે:—

ચાંડાલી—

**जाति चाण्डाल्यहं विप्र कर्मचाण्डालिका न हि,**
**अग्रजातोऽपि चाण्डालः कन्याविक्रयकर्मणा ।**
**सुरैः श्लाघ्योऽस्ति मे भर्ता कन्यादानाख्यकर्मभिः ॥**
**पतिभक्तिप्रभावेन मयापि स्वर्ग विाजतं ॥**

હે વિપ્ર ! હું અંત્યજ જાતિમા ઉત્પન્ન થયેલી હોવાથી જાતિથી ચંડાળણુ છું, પણુ કર્મે ચંડાળણુ નથી; જાતે બ્રાહ્મણુ હોય તો પણુ તે કન્યાવિક્રય જેવું અધમ કર્મ કરવાથી કર્મચંડાળ ગણાય છે. કન્યાદાન જેવાં શુભ કર્મો કરવાથી મારો સ્વામી દેવોના મુખથી વખાણાયો છે; ને હું પણુ મારા સ્વામીની ભક્તિના પ્રભાવથી સ્વર્ગનાં વૈભોગ–સુખ ભોગવવા યોગ્ય થઇ છું પૂર્વ જન્મનાં શુભાશુભ કર્મોથી ઉચી કે નીચી જાતિ પ્રાપ્ત થાય છે, તથાપિ તેમા જો ઉચાં કર્મો કરવામાં આવે ને નીચાં કર્મોનો ત્યાગ કરવામાં આવે તો જીવને તે ઉચા કર્મો (પુણ્ય કર્મો)જ માત્ર સુખનો હેતુ થાય છે; પણુ બ્રાહ્મણાદિ જાતિ સુખનો હેતુ થતી નથી. જીવના સુખ–દુઃખનું કારણુ શુભાશુભ કર્મ છે, પણુ ઉત્તમાધમ (ઉચી–નીચી) જાતિ નથી. આ જગતમાં જો વર્ણુવ્યવસ્થાનું કારણુ જોઇએ તો '**कर्मणा वर्णतां-जगत्**' એ વચનથી કર્મ વડેજ જૂદિ જૂદિ જાતિઓ કલ્પાયેલી છે. જે માણુસ નિષિદ્ધ ક્રિયાનો ત્યાગ કરી શુભ ક્રિયા કરે છે, તે અધમ જાતિનો છતાં પણુ આ લોક અને પરલોકમાં સુખી થાય છે. તથા જે મનુષ્ય શુભ ક્રિયાનો ત્યાગ કરી નિષિદ્ધ ક્રિયા કરે છે, તે ગમે તેવો ઉંચી જાતનો બ્રાહ્મણુ હોય છતાં તે આ લોક અને પર લોક એમ ઉભય લોકમાં દુઃખી થાય છે. હે વિપ્ર ! મારો સ્વામી પણુ

જાતે ચાંડાળ છે પણ કર્મચાંડાળ નથી. મારો સ્વામી કદાપિ અધમમાં અધમ કર્મરૂપ જીવહિંસા, વ્યભિચાર અને કન્યાવિક્રય, એટલાં કર્મથી લેપાયેલો નથી. એ સર્વથી નીચામાં નીચું કર્મ માત્ર કન્યાવિક્રયનેજ માને છે. મારે સાત પુત્રીઓ છે. તે સાતે પુત્રીઓને મારા સ્વામીએ યુવાન, નિરોગી, ઉદ્યમી, સરલ સ્વભાવના અને દુરાચરણથી દૂર રહેનારા મારી જાતિના પુરુષોને નિઃસ્વાર્થ બુદ્ધિથી કોઇ પણ પ્રકારના બદલાની ઇચ્છા વિના કન્યાદાન આપી પરણાવી છે. ને તે કન્યાદાનના પ્રતાપે તેમને સાત અગ્નિષ્ટોમયજ્ઞનું પુણ્ય પ્રાપ્ત થવાથી તેમને માટે સાત કલ્પ સુધી સ્વર્ગનું સુખ નિર્માઇ ચૂકયું છે; તેથી મને તે મારા પ્રાણનાથે એવી આજ્ઞા કરી છે કે 'હે સુંદરી! જ્યારે હુ અરણ્ય (વન) માં જાઉ ત્યારે મને જમાડીને જમનારી તું પતિવ્રતા છુ, માટે જ્યારે મને ભોજન આપવા આવવું પડે ત્યારે તું પૃથ્વીપર પાણી છાંટી ને પવિત્ર થયેલી ભૂમિમાં તારા પગલાં મૂકીને આવજે. હુ બધી વસ્તુઓને ને સર્વત્ર પૃથ્વીને પવિત્ર માનું છુ,પણ કન્યાવિક્રય કરનારનો સ્પર્શ થયેલી વસ્તુ તથા પુત્રીને વેચી પૈસા લેનારનાં પગલાં પડેલી ભૂમિને અપવિત્ર માનું છુ. કદાપિ તે માણસની મારા શરીર ઉપર પ્રતિચ્છાયા (પડછાયો) પડે તો પણ ગોમય (ગાયનું છાણ) ચોળીને નહાવું પડે છે. માટે તું મને કયારે પણ કન્યાવિક્રય કરનારના ચરણની રજનો સ્પર્શ કરીને મને સ્પર્શ કરીશ નહિ. કન્યાવિક્રય કરનારનાં પગલાં પડવાથી અપવિત્ર થયેલી પૃથ્વીપર ચાલીને જોતું મારું ભોજન લાવીશ તો હુ તે કદાપિ ઉપયોગમાં લઇશ નહિ. એ વિના મારા પુણ્યનો ક્ષય કરે એવું બીજું કાંઇ પણ હુ જોતો નથી. કન્યાવિક્રય કરનારના ઘરનું અન્ન માંસ તુલ્ય અને જળ મદિરા તુલ્ય શાસ્ત્રકારોએ કહ્યું છે.

ચાંડાળણી—હે દ્વિજશ્રેષ્ઠ ! મારો પતિ જ્યારે જ્યારે મારી

પુત્રીઓને તેમના સાસરેથી તેડવા જાય છે ત્યારે દીકરાઓના ઘરનું પાણી પણ પીતા નથી. ગાયત્રીમંત્રનું પુરશ્ચરણ કરનાર મહારુદ્ર કે વિષ્ણુયાગ કરનાર વિપ્રને, અને દંડી સન્યાસીને જેવી રીતે મદિરા ભ્રષ્ટ કરનારી તથા અધોગતિ પમાડનારી છે, તેવી રીતે આર્ય પુરુષોને પુત્રીના ઘરનું પાણી ભ્રષ્ટ કરનારું તથા અશુભ ગતિ પમાડનારું છે.

ચંડાળણી—હે વેદપાઠી ! મારો ધણી કહે છે કે,—હું ભયંકર રોગથી, ઝેરી સર્પથી, ક્રુર વાઘથી, મહાસાગરમાં ડુબવાથી, અગ્નિકુંડમાં પડવાથી, ઈંદ્રના વજ્રથી, યમના દંડથી, નર્કવાસથી અને જગતમાં વિકટમાં વિકટ અતિ દારુણ દુઃખો એક સામટા મને નડે તો તે સર્વથી પણ હું બીતો નથી, તેવો હું ભૂલેચૂકે પણ દીકરીના ઘરનું અન્ન—જળ લેવાઇ જાય તેથી ડરું છું. મેં વિશુદ્ધ ભાવથી શાસ્ત્રોક્ત રીતે સાત કન્યાઓનાં સારા પતિઓને દાન કર્યાં છે તેથી મારે સાત કલ્પ પર્યંત સ્વર્ગમાં નિવાસ કરવાનું નિર્માઇ ચૂક્યું છે. તેથી હું નિરંતર બીતો રહું છું કે અજાણથી પણ કન્યાવિક્રય કરનારા કર્મચાંડાળોના સંસર્ગ દોષથી ભ્રષ્ટ થઈ પતિત તો નહિ થઈ જાઉ ? એવી મને નિરંતર શંકા રહે છે. માટે પ્રિયા ? તારે કદાપિ પણ મારું ભોજન કે પહેરવાનું વસ્ત્ર તે કર્મચાંડાળોના ચરણની રજથી અશુદ્ધ થવા દેવું નહિ.

જગતમાં લોકો ચર્મકારો ( ચમાર કે મોચીઓ ) નો સ્પર્શ કરતા નથી તથા તેમની કોઈપણ વસ્તુઓનું ગ્રહણ કરતા નથી. પણ તે ચર્મકારો તો મૃત પશુઓના શરીરોનાં અસ્થિ—ચર્મ આદિ વેચનારા છે; પણ કન્યાવિક્રય કરનારાઓ તો પોતાના અંગથી પ્રકટ થયેલી ( જન્મેલી ) જીવતી દીન બાળાઓના શરીરોનાં અસ્થિ

( હાડકાં )—ચર્મ વેચનારા છે, માટે તે ચર્મકારો કરતાં અતિ અધમ ગણાય છે.

સંસારમાં વાસ્તવિક રીતે જોઇએ તો સર્વ પ્રાણી અને પદાર્થો માત્રના સાચા સ્વામી ( ધણી ) તો એક વિશ્વપતિજ છે. છતાં પણ કેટલાક ક્રૂર સ્વભાવના દુષ્ટ મનુષ્યો કસાઇઓને ત્યાં પશુઓ વેચે છે જેથી તે પશુઓ વધસ્થાનમાં કપાતાં દારુણ શાપો તે પોતાનો વિક્રય કરનારાઓને દે છે. ને તેથી તે પશુવિક્રય કરનારા કર્મચાંડાળો યમયાતનાનાં અસહ્ય કષ્ટો ભોગવી બીજા અવતારોમાં તેજ રીતથી દારુણ દુખોના ભોગરૂપ બને છે. તેમ કેટલાક ઘાતકી પુરુષો પોતાની સુકોમળ શરીરવાળી કે જેમની બાલ્યાવસ્થા પૂરી થયેલી હોતી નથી એવી કાલા ઘેલા શબ્દો બોલતી અતિ દયાજનક બાળકીઓને પોતાના શત્રુતુલ્ય માની દ્રવ્યના લોભે તે કન્યા કરતાં પાંચગણા કે સાતગણા વય ( ઉમ્મર ) વાળા વૃદ્ધ, રોગી જડબુદ્ધિવાળા કે કુછંદી, પતિને પરણાવી તેને નિરંતરને માટે પોતાના હાથેજ ચિતારૂપિ ચિતામાં સુવારી જીંદગીભરની દુઃખી કરે છે. કેટલાક કુમતિઓ દ્રવ્યના લોભે પોતાની નાની અલ્પ ( થોડા ) વયની પુત્રીઓને પ્રજાના લોભી કિંવા કામ સુખ માટે આતુર થઇ રહેલા પાંચ સાતગણા વયના ( ઉમ્મરના ) મૂઢ અને સાહસી પુરુષોને પરણાવી તે અલ્પ વયની કુમારીકાઓને અકાળમર્મવિદારણ જેવાં અસહ્ય–અકથ્ય દુઃખોની ભોક્તા કરે છે કે જે પ્રત્યક્ષ શસ્ત્રવધ સમાનજ ગણાય છે. જેનો પરિણામ તે નિરપરાધિ બાળાઓ આંચકી આદિ રોગોના ભોગરૂપ બની મરણવશ થાય છે. કિંવા જન્મ રોગિણી બની, વંધ્યત્વ દોષવાળી થાય છે. કે તેથી પણ તે બિચારી આ સંસારમાં લેશ શાંતિ પામતી નથી. કેટલાંક મૂર્ખ મા–બાપો પોતાના સ્વાર્થમાટે પોતાની પુત્રીને પરણાવતાં તેના ધણીનું સર્વસ્વ

લેઇ લઇ એવો નિર્ધન કરી મૂકે છે કે તે દીનબાળાને બિચારીને ધ-ણીના ઘરમાં પગ મૂકતાની સાથેજ અનશન વ્રત ( અપવાસ ) કરવું પડે છે; તથા તેને જીવે ત્યાં સુધી પારકાં દળણાં–ખાંડણાં કરી પરાણે પેટ ભરવુ પડે છે. માટે હે પ્રાણપ્રિયા ! આ ભારતવર્ષમાં ક-લિયુગના પ્રભાવે પેઠેલા કર્તાના વંશ–કુળ, કીર્તિ, ધર્મ અને સુખનો ઉચ્છેદ ( નાશ ) કરનાર આ કન્યાવિક્રયના કુચાલને માથે મારા ઉપાનહોનો ( ખાસડાંનો ) સાતવાર પ્રહાર હો ! અને તે કન્યાવિ-ક્રય જેવુ કુકર્મ કરનાર કર્મચાંડાળોને ધિક્કાર! ધિક્કાર ! ! અને ધિક્કાર હો ! ! !

રળિયાતબાઇ—ત્યારે શાંતીરામભાઇ ! હવે મારે આ પદ્માકર માટે શું કરવું ? કારણ કે હવે એને પંનર વર્ષ તો થઇ ગયાં ને સોળમુ બેઠું. જો હવે આ સોળમા વર્ષમાં ઉપવીત સંસ્કાર ના થાય, તો તે ત-મારા કહેવા પ્રમાણે આવતા વર્ષમાં તો કાલાતિક્રમણ (સમયનું ઉ-લંઘન) થાય, તો તો મારા પદ્માકરને પ્રાયશ્ચિત કરાવવું પડે; ને આજ સુધીમાં પણ કોઇ ઠેકાણે કન્યાનો યોગ બન્યો નહિ. મને તો મારા મનમાં ઘણી મુઝવણ થાયછે કે, એ કુંવારો રહિ જશે ને મારા ધણીના વંશનો ઉચ્છેદ થશે. પણ શું કરું ? હવે તો મારા રોયા બ્રાહ્મણો છંછેડાયા એટલે કોઇ બે હજાર ને કોઇ ત્રણ હજાર રૂપીઆ અડાવે છે. તો હવે એટલા બધા રૂપીઆ મારી પાસે આ જન્મે તો ભેગા થવાનાય નથી, ને મારો પદ્માકર પરણવાનોય નથી· મારા ભાગ્યમાં દીકરાની વહુનું મોં જોવાનું નહિ હોય તેથીજ આ સંયોગ બનતો નથી. હશે ત્યારે પ્રભુ ઇચ્છા. મારી પાસે આ એક હજાર રૂપિઆ છે એ વિના બીજુ કાંઇ ઘરાણું ગાંઠું કે બે વિઘા ભોંઇ પણ નથી; કે ખુટતા રૂપિઆ તે વેચીને પૂરા કરું. માટે દીકરાને પરણાવવાની વાતથી તો હું હવે નિરાશ થઇ છું. મને હવે

આ સંબંધમાં એકે દિશા સુઝતી નથી. ભલા પ્રભુ ! મને મારો પ-દ્માકર પરણે ને તે જાણે કે ઘોડા પર બેઠો હોય ને તેનું ગામમાં ફુલેકું ફરતું હોય તે જોવાની ઘણી હોંશ હતી તે મારી હોશ પૂરી ના કરી ?

શાંતિરામ—બાઈ એમા પ્રભુ શું કરે ? જેવી આપણે સં-સાર પરની લેણા-દેણી. નિર્ધન માણસોના મનોરથો મનમા ને મનમાં ઉપજી ઉપજી ને શમી જાય છે. જગતમાં તો ધનવા-નોજ પોતાનું ધાર્યું સિદ્ધ કરી શકે, માટે બાઈ ! તમે હવે તમારા મનમાં એવા હલકા વિચાર કરી પરિતાપ કરશો નહિ. તમને જો મારો વિશ્વાસ હોય તો હવે તમારા પદ્માકર વિષે શું કરવુ ? તે સંબંધી મારી બુદ્ધિ પ્રમાણે, તમને મારો અભિપ્રાય બતાવું છુ; તે તમે બરાબર વિચારી જો તમને યોગ્ય લાગે તો તે પ્રમાણે તમે કરો ને જો તે અયોગ્ય લાગે તો મારા કરતાં પણ કોઈ વિશેષ વ-યોવૃદ્ધ (ઉમ્મરે મોટો) વ્યવહારકુશળ, અનુભવી અને તમારો હિત-ચિંતક વિશ્વાસુ સંબંધી હોય, તેને પૂછી જેમ યોગ્ય લાગે તેમ કરો.

રળિયાતબાઈ—ભાઈ શાંતીરામ ! તમને હું મારા સગા ભાઈ ને ઠેકાણે માનું છું; તમારાથી મારે વધારે વિશ્વાસ પાત્ર કે મારો હિતચિંત બીજો કોઈ પણ નથી. ને મારે તો અવશ્ય તમારા અભિ-પ્રાય પ્રમાણેજ વર્તવાનું છે. માટે ભાઈ ! તમારા કરતાં વિશેષ અનુ-ભવી ને બુદ્ધિવાળો હું ક્યાં ખોળવા જાઉ ? તમે વિદ્વાનછો દેશ કા-ળના સ્વરૂપને જાણનારા તથા સર્વ વ્યવહારના કામકાજમાં પ્રવીણ અને દીર્ઘદર્શી છો; માટે તમે મને જે કહેશો તે યોગ્યજ કહેશો. માટે ભાઈ ! તમે લેશ માત્ર પણ મનમાં સંકોચ રાખ્યા વિના પ્રસન્ન-તાથી તમારો જે અભિપ્રાય જણાવશો તેજ પ્રમાણે મારે કરવું છે.

શાંતિરામ—જુઓ ત્યારે રળિયાત બાઈ ! આ તમારા પદ્માકર

ને હવે પંદરમું વર્ષ ઉતરીને સોળમું બેઠું, માટે ઉપનયન સંસ્કાર નો હવે આ છેલ્લો સમય છે; ને જો આ વર્ષ ઉતરીને સત્તરમું વર્ષ બેસે તો તમારો પુત્ર ધર્મશાસ્ત્રના વચનપ્રમાણે વ્રાત્ય (સંસ્કાર વિનાનો–તેની સાથે વ્યવહાર ન રાખવા યોગ્ય) ગણાય. ને તેથી ન્યાત જાતમાં ઘણી નિંદા થાય માટે તમારે આજ વર્ષમાં તેને જનોઈ તો દેવી. ને ખરચમાં તમારે માત્ર તમારાં સગાં સંબંધી અને મોવાળમાં જેની સાથે ખાવા–ખવરાવવાનો વ્યવહાર હોય તેમનેજ જનોઈ દેઈને એક દીવસ ખવરાવવું. વિશેષ જ્ઞાતિભોજનનું વધારે ખરચ કરવું નહિ. તમને ઘણા દિવસથી પદ્માકર પરણે ને તેનું ફુલેકું ચઢે તે જોવાની મનમાં જે શુભ ઈચ્છા છે, તેને માટે તમારે એમ કરવું કે આપણામાં જે એવો પ્રચાર છે કે જનોઈ દીધા પછી બડવોરુઠો વાળે (બડવો દોડાવે) ત્યારે બ્રહ્મચારીનો મામો તેને કેડે બેસારી તેડી લાવે, માટે હવે પદ્માકર સોળ વર્ષનો મોટો થઈ ગએલો છે, તે કાંઈ તમારા ભાઈથી તેને ઉચકી શકાય નહિ; માટે બડવો દોડાવ્યા પછી તેને વાજતે–ગાજતે ઘોડા પર બેસારીને ઘેર લાવવો. આપણા ગામમાં ઘોડાં ઘણુંય ભાડે મળે છે, માટે ભાડું ઠરાવીને એક ઘોડો લાવવો; તે તમારો પદ્માકર ઘોડે બેસીને ઘેર આવે તે જોઈ, તેનું ફૂલેકું જોવાની ઈચ્છા પૂરી કરવી. હરેક રીતે જ્યાં ત્યાં પોતાના મનને સમજાવવાનું છે. આપણી આ ન્યાતમાં ક્યાં કોઈનું ધાર્યું થાય છે? તમારો પદ્માકર બે અક્ષર વિદ્યા ભણી દેખતો થયો છે તે કોઈને કોઈ સારા ઉદ્યોગે લાગશે, ને બે પઈશાનો સંચય કરશે, એટલે સૌ પઈશાને લઈને પૂછતા આવશે. માટે હવે જરા પણ તે અત્યાર સુધી ના પરણ્યો તેની ચિંતા કરી મનમાં પરિતાપ કરશો નહિ. જો તમારા પદ્માકરના ભાગ્યમાં ગૃહસ્થાશ્રમનું સ્ત્રીસુખ હશે તો તે ગમે ત્યાંથી પણ આવી મળશે. ને

જો ભાગ્યનો દોષ હશે તો તો પછી કોઇનો ઉપાય નથી; પણ આ સંબંધમાં હું તમારી પાસે એક વંશપરંપરાને સારું સુદૃઢ પ્રતિજ્ઞા કરાવવા ધારું છું. ને તે પ્રમાણે કરવાથી સૃષ્ટિનિયામક શ્રીવિશ્વપતિ પ્રભુ પોતાની કૃપાદ્વારા તમારા પુત્ર પદ્માકરને કન્યા મળવાના કાર્યમાં અનુકૂળ થશે. જે માણસોને કોઇને કોઇ અશુભ પ્રારબ્ધકર્મ નડતું હોય તો તે માણસ પોતાના શુદ્ધ હૃદયથી શુભ ભાવનાપૂર્વક કોઇ પણ પ્રભુ પ્રસન્ન થાય એવો સુદૃઢ ધાર્મિક સંકલ્પ કરે અથવા અત્યાગ્રહ પૂર્વક પ્રાણાંત નિશ્ચયથી કોઈ સારો નિયમ ગ્રહણ કરે તો તેથી તેને નડનારું અંતરાયરૂપ પૂર્વનું અશુભ કર્મ બલહીન થઈ જવાથી અને શ્રીઈશ્વરની પ્રસન્નતા થવાથી ઇચ્છિતાર્થની સિદ્ધ થાય છે. જેમ કોઇ મહાસાગરમાં કોઇ મોટો ધનાઢ્ય વ્યાપાર અર્થે પ્રયાણ કરતો હોય ને અકસ્માત વિરુદ્ધ પવન વાવાથી સમુદ્રમાં ઉત્પાત થાય, ઉપરા ઉપરી મોટા મોટા તરંગો ઉછળવા માંડે ત્યારે તે વહાણ અને તેમાં બેઠેલાં સમગ્ર મનુષ્યો ભયંકર સ્થિતિમા આવી જવાથી સમગ્ર મનુષ્યો તે સમયે અનન્ય ભાવે ને શુદ્ધ હૃદયથી શ્રી કૃપાધન પ્રભુનું શરણ ઇચ્છતાં પ્રભુના નામનું સ્મરણ-ધ્યાન કરવા લાગે અને તે મોટો ધનાઢ્ય વ્યાપારી કોઇ મોટી સંખ્યાનું દ્રવ્ય ધાર્મિક પ્રસંગમાં વાપરવાનો નિશ્ચય કરે, કે તુરતજ તે સમગ્ર જીવોને નડનારું અશુભ કર્મ ભવિષ્યમાં ઉત્પન થનારા શુભ કર્મના બળવાન્ વેગથી અને શ્રીઈશ્વરની કૃપાથી તુરતજ સમુદ્રનો ઉત્પાત શાંત થઇ જાય છે. વિરુદ્ધ પવન બંધ થઇ જતાં વિરુદ્ધ તરંગો શમી જાય છે; ને વહાણ સુગમ માર્ગે ચઢી ઇચ્છિત સ્થાને પહોંચવાની આશા જણાવે છે; તથા સમસ્ત જનસમૂહને હાનિ-મૃત્યુના મોટા વિઘ્નથી મુક્ત કરે છે. માટે રળિયાત બાઈ! આપણી ન્યાતમાં જે કન્યાવિક્રયનો ઘાતકી અને દુષ્ટ ચાલ પડી ગયો છે, તે તો કાંઈ માસ ને તમારાથી

બંધ કરી શકાય તેમ નથી, પણ આપણે તો હવે તે ખોટું કર્મ છે, એમ સમજ્યા છતાં જ્યારે તે કર્મ ત્યજવાના નિશ્ચય પર ના આવીએ ત્યાં સુધી આપણે જાણ્યું તે શા કામનું? માટે મે તો મારી જાતે અને મારી વંશપરંપરામાં કન્યાવિક્રય ન થવા માટે સુદૃઢ નિશ્ચય કર્યો છે; ને તમે પણ તે નિશ્ચય કરી તમારા પુત્ર પદ્માકરને તમારી પ્રતિજ્ઞા સમજાવી દ્યો. ને તેને પણ જળ મૂકાવીજ દ્યો કે "ભાઇ કાંઇ ના મળે તો કંકુને કન્યા કરજે, પણ તને ગમે તેવું કષ્ટ આવી પડે તો પણ કન્યાવિક્રય જેવા મહા પાપથી તું સર્વદા અલગ રહેજે. રળિયાતબાઈ! આપણી ન્યાતના કુટિલ બ્રાહ્મણો સમગ્ર એક મત થઇને આ દુષ્ટ ચાલ અટકાવે એવો સંભવ મને લાગતો નથી; માટે આપણે બે જણે નિશ્ચય કર્યો તો વળી કોઇ આગળ ઉપર ત્રીજો પણ નિશ્ચય કરનાર થશે. પણ જ્યારે આપણે જાણ્યા છતાં કાંઇ ના કરીએ તો આપણું પણ જાણેલું આપણને ભારરૂપ થાય. જે માણસો બોલી બતાવે છે, અન્યને ઉપદેશ કરે છે, પણ પોતે તે વર્તનમાં નથી મૂકતા, તો તે લોકોમાં ઉપહાસ્યપાત્ર થાય છે; ને અંતે કર્મફળો ભોગવતાં યમરાજ આગળ તેમનું જ્ઞાન તેમને પરિતાપ ઉપજાવનાર થાય છે.

રળિયાતબાઇ—ભાઇ શાંતિરામ! તમારાં વચન તો મને ગળ્યાં સાકર જેવાં લાગે છે, પણ પહેલુ તો એ કે મારા પદ્માકરનેજ કન્યા ક્યાં છે? કે તે પરણે! ને વળી તેને પ્રજામાં દીકરી થાય ત્યારે કન્યાવિક્રયની કરવા ના કરવાની પંચાત ઉભી થાય કની? અત્યારથી શું? જાઓને ભાઇ તમારી એવી ઇચ્છા છે તો મારો પદ્માકર પરણશે ને એને ગમે તો એકની સાત દીકરીઓ થશે તોય એકેનો કન્યાવિક્રય નહિ થવા દઉં; ને મળશે તો પાંચ પચીશા ખરચીને પરણાવીશ; નહિ તો કંકુને કન્યા કરીશ. પણ એક જરાપણ

આમા માણસના ઘરની રજ મારા બારણે પડવા નહિ દઉં. હું જો ત્યાં સુધી જીવતી હોઇશ તો તેમાં કોઇ વાતે મારા બોલવામાં ફેરફાર નહિ થાય, ને પછીને માટે આ તમારા સમક્ષ જ મારા પદ્માકરને કહી દઉં છું કે "જો બેટા ! આ તારા વિદ્યાગુરુ કહે છે તે પ્રમાણે તારે વર્તવાનું છે; ને મારી પ્રતિજ્ઞા તારે પાળવાની છે, માટે કન્યા-વિક્રય ન કરવા તથા તારા વંશમાં ના થવા દેવા તું જળ મૂકીશ?

પદ્માકર—માજી ! હું તો તમે ના કહ્યુ હોત તોપણ મારા ગુરુજીએ અમને સમસ્ત વિદ્યાર્થિમંડળને એ બોધ આપેલો છે; જે મારા હૃદયપટ ઉપર અક્ષરશઃ તાજો લેખ નિરંતરના સ્મરણ માટે લખી રાખેલો છે; કે મને મરણ જેવુ કષ્ટ પ્રાપ્ત થાય તોપણ મારી જાતે કે મારા વંશમાં કન્યાવિક્રયનું મહાપાપ કાળાંતરે પણ થવા પામેજ નહિ એ નિશ્ચયજ છે. છતાં તમારા વચનના માનને સારુ આ જળ મુકું છું કે, "મારે મારી જાતે કન્યાવિક્રય ન કરવો; ને મારી વંશપરંપરામાં પણ તે પાપાચરણ ન થવા માટે મારે મારા તન, મન અને ધનથી પ્રયત્ન કરવો. જ્યારે મારું મૃત્યુ થશે તે પછી મારી પાછળ જે હશે તેને હું પણ આ પ્રમાણેજ પ્રતિજ્ઞા કહી જળ મૂકાવીશ."

એ પ્રમાણે શાંતિરામના કહેવાથી રળિયાતબાઇ અને પદ્માકરે પણ પોતાના કુળ ( વંશ ) માંથી કન્યાવિક્રયનો ક્રૂર પ્રચાર અટકાવવા માટે પોતાની જાતની સુદૃઢ પ્રતિજ્ઞા કરી. ને વંશપરંપરામાં ન થવા દેવા માટે બનતા પ્રયત્ને ઉપાય યોજવાના નિશ્ચય ઉપર આવ્યાં.

તે પછી રળિયાતબાઈ અને શાંતિરામે એક જ્યોતિર્વિદ (જોશી) ને બોલાવી પદ્માકરને જનોઇ દેવાના મુહુર્તનો નિશ્ચય કર્યો. કે આ પ્રવર્તમાન ( ચાલતા ) ચૈત્રસુદિ સપ્તમી ને ગુરુવારે સૂર્યોદયે

પદ્માકરને ઉપનયન સંસ્કાર કરાવવો. તે પછી મુહૂર્તના દિવસો સમીપ આવતાં પોતાના સગા—સંબંધિઓમાં કુંકુમ પત્રિકાઓ ( કંકોતરીઓ ) મોકલાવી, અને બીજી પણ સર્વ તે જનોઇના પ્રસ્તુતને અંગે જોઇતી સામગ્રીઓ શાંતિરામદ્વારા મંગાવી તૈયાર કરાવી.

તે પછી રળિયાત બાઇએ શાંતિરામને કહ્યું કે ભાઇ મારે કોઇ પણ સંબંધિવર્ગમાં નિકટનુ સગું નથી, તેથી મારા પદ્માકરના તમે વિદ્યાગુરુછો તેમજ તમે ધર્મનિષ્ઠ અને સુપાત્ર છો માટે મારી શ્રધ્ધા એવી છે કે, મારા પુત્રને આ ઉપવીતસંસ્કારની સર્વ ક્રિયા જો તમારા હાથે થાય તો મારા પુત્રમાં કાંઇક બ્રહ્મત્વ આવે. મારા બીજા દૂરના સગાતો છે પણ તેઓ કાળા અક્ષરને કૂટી મારે એવા જડમૂર્ખ અને અજ્ઞ છે. એટલુંજ નહિ પણ તેઓ ગાયત્રીને બદલે ગાવંત્રી ઉચ્ચાર કરનારા અને કેવલ નાસ્તિક છે. માટે તેમની પાસે મારા પુત્રને કોઇ પણ સંસ્કાર કે ગાયત્રીમંત્રનો ઉપદેશ કરાવ એવો મને યોગ્ય લાગતું નથી. માટે ભાઇ શાંતિરામ તમે મારા પુત્રના ગુરુ હોવાથી તેના પિતા તુલ્ય છો, ને મારાં ભાભી વિજયા તે પદ્માકરનાં ગુરુપત્ની હોવાથી તેની માતાને ઠેકાણે છે, માટે તમે બન્ને દંપતી મારા પુત્રને શાસ્ત્રવિધિ પ્રમાણે ઉપનયન આપો, એવી મારી ઇચ્છા છે. જે પુરુષો પરલોક નથી, આંખોએ ન દેખાતા હોવાથી ઇશ્વર પણ નથી, ને તેમની પ્રાપ્તિનાં સાધન પણ કલ્પિત હોવાથી કષ્ટરુપ છે, જીવનું સ્વરૂપ ન જણાવાથી તથા દૃષ્ટિએ જોઇ શકાતો ન હોવાથી પુનર્જન્મ પણ નથી, વેદ અને શાસ્ત્રો આગળના સ્વાર્થી બ્રાહ્મણોએ પોતાના ઉદરનિર્વાહ માટે કલ્પી કાઢેલાં છે. " એવું બોલનારા યમયાતનામાં અગ્ર ભાગ લેવા તત્પર થઇ રહેલા નાસ્તિક પુરુષોના અશુદ્ધ અને મલિન મુખથી મંત્રોપદેશ થાય તે સફળ થતો નથી. જેમ મદિરાના પાત્રમાં ભરેલું ગંગાજળ પવિત્ર મનાતું નથી, તેમ

દુરાચારી અને નાસ્તિક પુરુષોના મુખોથી ઉપદેશ કરાયેલા મંત્રો જપનારને ફલીભૂત થતા નથી. માટે ભાઇ શાંતિરામ આ મારા મનની શુભ ભાવના તમારે પૂર્ણ કરવી પડશે.

રળિયાતબાઇનાં નિષ્કપટ અને શુદ્ધ હૃદયથી બોલાયેલાં વચનો સાંભળી શાતિરામ બોલ્યા કે ભલે રળિયાતબાઇ ! તમારી ઇચ્છા પ્રમાણે કરીશું.

તે પછી મુહૂર્તના પહેલા દિવસ રળિયાતબાઇની ઇચ્છાથી શાંતિરામે અને તેમનાં પત્ની વિજયાએ જેવો પોતાના પુત્રના ઉપનયન વિષે હર્ષ—ઉત્સાહ ઉપજે તેવોજ અંતઃકરણમાં પુત્રતુલ્ય પ્રેમ રાખી, પ્રથમ મંડપારોપણ ને ગણપતિપૂજનપૂર્વક સાંગ ગ્રહમખ ( ગ્રહશાંતિ ) કરી, ઉપનયન સંસ્કારના પહેલાંના જે સંસ્કારો પદ્માકરના પિતાથી થઇ શકયા નહોતા તે સર્વ સંસ્કારો સારા પવિત્ર અને ગ્રહ્યસૂત્રાનુસાર વૈદિકકર્મ કરાવવામાં કુશળ શુકલના કહેવા પ્રમાણે કર્યા. ને તેને બીજે દિવસે યજ્ઞોપવીતના શુભ મુહૂર્તમા પૂર્વાહ્ન સમયે ઉપનીતસંસ્કાર કરી વિધિપૂર્વક શાંતિરામે ગાયત્રીમંત્રનો ઉપદેશ કર્યો. તે પછી પદ્મા કરે ખાખરાનો દંડ મૌજી ( મુજની દોરીનો ત્રણ સેર્યોવાળો કંદોરો) મૃગચર્મ અને કોપીન ( લંગોટી ) સહિત અગ્નિનારાયણની પરિચર્યા (સેવા) પ્રદક્ષિણા કરી. ને તે પછી શાંતિરામે ધર્મશાસ્ત્રાનુસાર કેટલાક બ્રહ્મચારીના ધર્મોનો ઉપદેશ કર્યો ને ઘણા વિશુદ્ધ હુંપવાળાં, ભોળાં ને પ્રેમાળુ, વિજયાબાઇએ પદ્માકરને પ્રેમના ઉમળકાથી ભિક્ષા પીરસી. આ સઘળો દેખાવ જોઇ રળિયાતબાઇને રોમરોમ હર્ષ વ્યાપ્ત થયો. ઉપનીન સંસ્કારની સત્ક્રિયા પૂર્ણ થયા પછી સાંજના વખતે બડવો રુડો વાળવા માટે સૌ સગાં સંબંધી અને રળિયાતબાઇના વ્યવહારનાં સ્ત્રી–પુરુષો વાજતે ગાજતે ગામની ભાગોળે ગયાં ને ત્યાં બડવો દોડાવવાની ક્રિયા થયા પછી રળિયાતબાઇના

ભાઇએ તૈયાર રાખેલા અશ્વ (ઘોડા) પર પદ્માકરને બેસારી, બધો જનસમૂહ વાજતે ગાજતે ઘરભણી આવતો હતો. તેમાં સૌથી આગળ ઢોલ અને શરણાઇઓ વાળા ચાલતા હતા. તેમની પાછળ સૌ વિપ્ર મંડળ અને તેમની પાછળ પદ્માકરનો ઘોડો, ને તેની પાછળ સૌ વિજયાબાઇ વગેરે સ્ત્રીમંડળ ચાલતુ હતું. સ્ત્રીવર્ગમાં કેટલીક પ્રેમાળ સ્ત્રીઓ મધુરસ્વરથી જનોઇના પ્રસંગને લગતાં સુંદર ગીતો ગાતી હતી. એમ કરતાં કરતાં તે વરઘોડો વાજતે–ગાજતે ભરબજાર વચ્ચે આવ્યો. ત્યારે એક મોટા વ્યાપારીની દૂકાનની મેઢી ઉપર એક પુરુષ પોતાની પેઢીએ તે દિવસે થયેલા વ્યાપાર સંબંધી આય–વ્યય (આવક તથા ખર્ચ) નો વિચાર કરી નામુ લખતો હતો તેની દષ્ટિ આ પદ્માકરના વરઘોડાપર પડી વાગતાં ઢોલ–શરણાઇઓનો ને સ્ત્રીઓનાં ગીતોનો ધ્વનિ કાને પડતાં તેણે વ્યાપાર સંબંધી વિચાર બંધ રાખી પેઢીની બારીએ આવી એ બધો વરઘોડાનો દેખાવ જોયો. તે પછી પોતાનો એક અનુચર ( ચાકર ) પોતાની પાસે હતો તેને બોલાવીને કહ્યું કે “ જા, આ વરઘોડો જાય છે તેમાંના કોઇ માણસને પૂછી આવ્ય કે આ કોનો વરઘોડો છે ? ”

પછી તે અનુચરે આવીને તેમાં આગળ ચાલનારા બ્રાહ્મણોમાંથી કોઇ એકને પૂછ્યુ કે, ભાઈ! આ શાની ધામધૂમ છે ? ને આ વરઘોડો કોનો છે ? રળિયાતે પુત્રને જનોઇ દઇ જ્ઞાતિભોજન ના કરાવ્યું અને ઉપવીત સંબંધી સર્વ કામ શાંતિરામ પાસે કરાવ્યું છે, તેથી બારેબળેલા છે. માટે તેમણે ગામમાં રળિયાતબાઇના ઉપર ઈર્ષ્યા અને દ્વેષને લીધે આ વરઘોડાને ફોકટનું ફૂલેકું ઠરાવ્યું છે. તેથી આ અનુચરને પ્રત્યુત્તર આપનારો બ્રાહ્મણ પણ તે દ્વેષીલા વિપ્રોમાંનોજ એક હતો, તેણે અનુચરને કહ્યું કે ‘આ તો ફોકટનું ફૂલેકું’ છે. ફૂલેકું કોનું કહેવાય ? કે વર, ઘોડા ઉપર બેસી ઉઘલીને કન્યાના બા-

પને ત્યાં જાય, ને ત્યાં પરણે; તેનું ફૂલેકું સાચું કહેવાય. ને આતો ફોકટનું ફૂલેકું છે, માટે પોતાને ઘેર ઉતરવાનું છે. મનને સમજાવવાનું માંડમાંડનું ફૂલેકું માટે આને ફોકટનું ફૂલેકું કહેવાય છે. જૂવો ભાઇ ! જોવું હોય તો જોઇ લ્યો, બીજાં તો ઘણુંય સાચાં ફૂલેકાં તો જોયાં હશે ને જોશો પણ ખરા. પણ આ ફોકટનું ફૂલેકું બરાબર નિરખી લેજો." આ પ્રમાણે તે અદેખા દૂષી બ્રાહ્મણે અનુચરને કહ્યું. એટલે તે અનુચરે જઇને તે વાત અક્ષરે અક્ષર પોતાના શેઠને કહી. પણ તે ઉપહાસ્ય( હાંસી )રૂપ વાત સાંભળી, તે શેઠને કાંઇ સંતોષ થયો નહિ; પરંતુ તે સંબંધી કાંઈ કારણ સહિત વિશેષ જાણવાની ઇચ્છા થઇ. તેથી તે પોતે તે ગામના સુપ્રસિદ્ધ શેઠ અને શાંતિરામ તે ગામના રાજ્યનો માનિતો પ્રસિદ્ધ પંડિત, તેથી શાંતિરામ તેને સારી રીતે ઓળખતા હોવાથી આ ફોકટના ફૂલેકા વિષે વાસ્તવિક ( ખરું ) સત્યાસત્ય શું છે ? તે જાણવાની ઇચ્છાથી પોતાના અનુચરને કહ્યુ કે 'જા જા ફરી જઇને એ બ્રાહ્મણોના સમૂહમાં શાંતિરામ છે તેમને તું મારી પાસે તેડી લાવ્ય.'

પછી અનુચરે તે વરઘોડો ત્યાંથી દૂર નીકળી ગયો હતો તેથી ત્યાં જઇ દ્વિજ મંડળીમાંથી શાંતિરામને બોલાવી પોતાના શેઠ પાસે ગયો.

પોતાની પાસે શાંતિરામ આવ્યા જાણી તે શેઠે ઉભા થઇ પ્રણામ કરી, પોતાની ગાદી પર તેમને બેસારી પોતે પાસેના એક બીજા આસન પર સામા બેસીને શાંતિરામને પૂછ્યું કે પંડિતજી ! તમારા બ્રાહ્મણ કુટુંબમાં કોને ત્યાં લગ્નપ્રસંગ છે ? ને કોણ પરણે છે ? આ હમણાં જે વરઘોડો ગયો તે કોના ઘરનો હતો ? હું મારી દૂકાનમાં બેઠો બેઠો મારા વ્યાપારી કામ સંબંધી વિચાર કરતો હતો તેવામાં તે વરઘોડા ભણી મારી દૃષ્ટિ ગઈ. તેથી મે મારા અનુચરને

આજ્ઞા કરી કે જા જઇને કોઇને પૂછી લાવ કે ' આ કોનો વરઘોડો જાય છે ? તેના પ્રત્યુત્તરમાં તેને કોઇએ કહ્યું કે આ તો ફોકટનું ફૂલેકું છે. માટે મને સંદેહ પડયો કે એમ કેમ ? ને શા કારણ માટે એણે ફોકટનું ફૂલેકું કહ્યું ? માટે આ વિષે ખરું શું છે ? તે જાણવા માટે મે આપને શ્રમ ( તસ્દી ) આપ્યો છે.

શાંતિરામ—શ્રીમતાંવર શેઠજી ! જ્યારે આપને એ વિષે યથાર્થ જાણવા ઇચ્છા છે તો હું તે આપની પાસે બધુ કહી બતાવુ છું કે, આપણા ગામમાં આજથી આઠેક વર્ષ ઉપર એક પવિત્ર અને ધર્મનિષ્ઠ ધર્મદેવ નામે બ્રાહ્મણ હતા. તેમને ઉત્તર અવસ્થામાં એક પુત્ર થયો જેનું નામ અત્યારે પદ્માકર છે. ને આપે જેનો વરઘોડો જોયો ને તેમાં જે ઘોડાપર બેઠેલો હતો તેજ તે. ધર્મદેવ બીચારા એક સુશીળ અને ગરીબ બ્રાહ્મણ હતા; તેમણે તેમનો નિર્વાહ માત્ર ભિક્ષાવૃત્તિના ઉદ્યોગથીજ ચલાવ્યો હતો. તો પણ તેઓ ઘણો વિચાર કરીને વ્યય કરનારા હોવાથી તેમણે એક સહસ્ર ( હજાર ) રૂપીઆ પોતાના સમસ્ત જીવનમાં ભેગા કર્યા હતા. તે અવસાન સમયે પોતાની સ્ત્રી રળિયાતને આપી, પોતાના આઠ વર્ષના પુત્રની તેની માતાને સોંપણી કરીને કહ્યું હતું કે, મારે આ પદ્માકરને આઠમે વર્ષે ઉપવીત આપવું હતું પણ મારો દેહાંતકાળ સમીપ આવી પહોંચવાથી તેમ બન્યું નહિ. માટે આ એક હજાર રૂપીઆમાં તેને ઉપવીતસંસ્કાર કરીને પરણાવી પણ લેજો. એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહી તે બીચારા મૃત્યુને વશ થયા. પછી તેમને બાર માસ થઇ ગયા પછી તે પુત્રની ગરીબ વિધવા માતાએ પોતાના ધણીની આજ્ઞા સંભારી પોતે ભોળા સ્વભાવનાં હોવાથી ન્યાતના આગેવાન બ્રાહ્મણોને બોલાવીને પૂછયું કે તમે સૌ મારા ઉપર દયા રાખી આ મારી પાસે એક હજાર રૂપીઆ છે તેમાં મારા પુત્રને જનોઈ દઈ આપો ને પરણાવી પણ

આપો. આ પ્રમાણે તે ભોળા સ્વભાવનાં બાઈનું વચન સાંભળી તે ન્યાતના ધૂર્ત ( ઠગ ) પંચે તે દીન અને નિરાધાર વિધવા બાઇના પુત્રના હિત વિષેનો કાંઇ પણ વિચાર ન કરતાં તે સહસ્ર (હજાર ) રૂપીઆની ન્યાતો જમી તે રૂપીઆ પોતાના પેટમાં પચાવી જવાનો વિચાર કર્યો. પણ તે બાઇના પુત્રનો કોઇ હિતચિંતક હશે તેણે યોગ્ય અનુમતિ ( સલાહ ) આપતાં બાઈ સમજી ગયાં, ને તે સમયે પોતાનું કામ બંધ રાખી હવે આ સોળમા વર્ષ પછી ઉપવીતનો સમય વીતી જાય માટે તેને સોળમા વર્ષમાં જનોઇ દીધી. અને આ તે બ્રહ્મચારી પદ્માકરને બડવો દોડાવી તેને ઘોડા ઉપર બેસારી વાજતે ગાજતે ઘેર લઇ ગયા. જો બાળક આઠ—નવ વર્ષનો હોય તો તો તેને તેનો મામો તેડીને લઇ જાય, પણ આને તો જનોઇ અને લગ્ન સાથે કરવાના હેતુથી કન્યા મળે તો જનોઇ દઇ પરણાવીએ એવી ધારણાથી સોળ વર્ષ થવા દિધાં પણ કોઇ સ્થળેથી કન્યાનો યોગ બાઝયો નહિ. ને હવે જો સોળમા વર્ષે જનોઇ ના દેવાય તો બ્રાહ્મણનો પુત્ર વ્રાત્ય (સંસર્ગ ના રાખવા યોગ્ય ) બને માટે નિરાશ થઇને જનોઇ દઇ લીધી છે. ને બ્રહ્મચારી મોટા વય ( ઉમ્મર ) નો હોવાથી તેને ઘોડે બેસારી ઘેર લઇ જવાયો. પણ પરણવાનું તેને નહિ માટે તે પુત્ર ઉપર ને તેની મા રળિયાત ઉપર ખારે બળેલા દ્વૂષી બ્રાહ્મણોએ એને ફોકટનું ફૂલેકું ઠરાવ્યું છે. વર્તમાનમાં કલિયુગ ચાલતો હોવાથી બ્રાહ્મણો પણ યુગરૂપ થયેલા છે. શેઠજી ! તમે તો સુજ્ઞ છો, સર્વ સમજો છો, હાલના બ્રાહ્મણોએ તો કોઈના ઉપર ખોટા અપવાદ મૂકવા, પારકી નિંદા કરવી, ને કોઇની ચઢતી જોઇને મનમાં બળવું એજ પોતાનું નિત્યનું કર્તવ્યકર્મ માનેલું છે. વળી બ્રાહ્મણની જ્ઞાતિમાં મોટો અનર્થકારક અધમમાં અધમ કન્યાવિક્રયનો ચાલ પેસી ગયો છે, તેમાં બિચારાં રળિયાતબાઈના ઉપર સર્વ બ્રાહ્મણો ખારે બળેલા

છે, તેથી તેમને પરિતાપ કરાવવા માટે ફોકટનું ફૂલેકું કહે છે. એક તો પોતાની પાસે પૂરતાં નાણાં ના હોવાથી પુત્ર કુંવારો રહ્યો તેની ચિંતા તો છે; તેમાં નિર્દય અને પાપી બ્રાહ્મણો ફોકટનું ફૂલેકું કહી કહીને તે બિચારી અબળાને દાઝયા ઉપર ડામ જેવું કરે છે. આ સમયમાં તો "પૈસા વાળાનાં છોકરાં ઘૂઘરે રમે" મૃત્યુલોકની સાચી સિદ્ધિ નાણું ગણાય છે. માટે ખરું સુખ તો ધનાઢયોને હોય છે. રળિયાતબાઇ તો હવે નિરાશ થઇને બેઠાં છે કે, મારી પાસે હવે બે અઢી હજાર રૂપીઆ ભેગા થવાનાય નથી ને પુત્ર પરણવાનોય નથી. આ સ્થળે જો તે પદ્માકરનો બાપ જીવતો હોય તો કયાંઈથી ઉછી પાછીના કે કોઇના વ્યાજે કાઢી લાવીને પણ દીકરાને પરણાવત; પણ રળિયાત તો બિચારી વિધવા એને કોણ પઇસોય ધીરે ?

આ પ્રમાણે શાંતિરામનું બોલવુ સાંભળી, તે શેઠ બોલ્યા કે ત્યારે એને કન્યા અત્યારે મળે ખરી કે નહિ ? ને મળે તો કેટલા રૂપીઆ હોય તો મળે ?

શાંતિરામ—શેઠજી ! રૂપિઆ તો એક હજાર બાઇ પાસે હતા તેમાંથી આશરે સોએક રૂપીઆ આ જનોઇના પ્રસંગમાં ખર્ચ થયુ હશે. ને હવે માત્ર આઠસે નવસેનો ગાળો એમની પાસે હશે. બીજા હજાર બારસે રૂપીઆ હોય તો બે હજાર રૂપીએ એને સારી કન્યા હમણાંને હમણાં હાલ ઘડી મળે. વળી કોઇ શેઠ—શાહુકાર તેના ઉપર દયા કરીને નાણાં ધીરે તો એ વર કે જે મારી પાસે સારી રીતે વિદ્યાભ્યાસ કરીને બહુ હોંશીઆર થયેલો છે, તે મોટો થશે તો સારા ઉદ્યોગે વળગી ધીરનારના રૂપીઆ વ્યાજ સહિત પૂરેપૂરા ભરી દેશે, એ નિસદેહ વાત છે. ને જો તે પ્રમાણે બનતું હશે તો હુંજ મારી મેળે તે વાતમાં સાક્ષીરૂપે રહિ તે નાણાંનું ઠેકાણું પડાવીશ.

આ પ્રમાંણે શાંતિરામનું વચન સાંભળી તે શેઠે કહ્યું કે ઠીક છે ત્યારે મહારાજ કાલે સવારે તમે મને મારે ઘેર આવીને મળજો. એમ કહી તે શેઠ તથા શાંતિરામ રાત્રિનો સમ વ્યતીત થતો હોવાથી બન્ને જણા પોતપોતાને ઘેર ગયા. ને શેઠનો અનુચર પણ દૂકાન બંધ કરી પોતાને ઘેર ગયો.

આ શેઠ કોણ ? ને તેમનું નામ શું ? તે વિષે હવે જોઇએ તો એ પ્રભાસપાટણ ગામમાં કપૂરચંદ નામે એક મોટા ધનાઢ્ય નગરશેઠ છે કે જેમનો વ્યાપાર બહુ બહોળો ચાલતો હોવાથી, મોટાં મોટાં નગરોમાં તેમની પેઢીઓ સારી કીર્તિથી પ્રતિષ્ઠિત થઈ ઝામી ગયેલી હોવાથી પ્રતી વર્ષે લાખો રૂપીઆનું તેમને આવક થતું હતું. એ કપૂરચંદ શેઠને દીવાળી નામે સ્ત્રી હતી. તેને પ્રથમ પ્રજા જીવતી નહોતી ને તેમાંથી વળી એક પુત્ર થયો. તે શરીરે રોગી, કૃશ અને દુર્બળ રહેતો હતો. તેથી તેને તેનાં માતા–પિતા અને તેનુ સર્વ કુટુંબ દુબળો દુબળો કહીને બોલાવતું હતું. તે પછી તેનું મોટું વય થયું ત્યારે તે રોગ રહિત અને સારા આરોગ્યવાળો થયો, પણ તેનું નામ તો દુબળોજ રહ્યું. દુબળાના જન્મ પછી પણ શેઠાણીને બીજા ચાર પુત્રો થયા તેમનાં નામ ક્રમે કર્મચંદ, ધર્મચંદ પાનાચંદ અને લક્ષ્મીચંદ એ પ્રમાણે પાડયાં હતાં. પણ તે સર્વમાં આ જે જયેષ્ઠ (મોટો) પુત્ર દુબળો હતો તેજ તેના પિતાને પુત્રધર્માનુસાર વર્તન રાખી સંતોષ, સુખ અને પરલોકમા સદ્ગતિના હેતુરૂપ થયો હતો. દુબળો પણ સારા શ્રીમંતનો પુત્ર હોવાથી મોટો થયો ત્યારે તેને લોકો દુર્બળશાહ કહેવા લાગ્યા. અને પછી વ્યાપારીવર્ગમાં તથા દેશાવરોમાં સર્વત્ર તેનું દુર્બળશાહ નામજ પ્રસિદ્ધ થઇ ગયું હતું. દુર્બળશાહનો પિતા કપૂરચંદ ચોમાસાના ચાર માસ પોતાના પ્રભાસપાટણમાં રહીને પોતાનો વ્યાપાર ચલાવતા હતા. તેમાં મુખ્ય મુનીમને ઠેકાણે પોતાનો

મોટો પુત્ર દુર્બળશાહ વ્યાપાર સંબંધી સર્વ કામમાં પ્રવીણ હોવાથી તેના હાથેજ લેતા હતા. અને શીઆળાના તથા ઉનાળાના આઠ માસ ચારે દિશાઓનાં મોટાં મોટાં નગરોમાં પોતાની પેઢીઓ ચાલતી હોવાથી તે પ્રત્યેક ઠેકાણે બબે માસ પોતાની જાતે રહીને ત્યાંની દુકાનોના સમગ્ર વહીવટોની સંભાળ લેતા. ને તે પછીનું તે દેશાવરોનું કામ નિષ્કપટી, શુદ્ધ હ્રદયના અને પ્રમાણિક મુનિમોદ્વારા સર્વ વ્યાપાર સંબંધી કામ ચલાવતા હતા.

પોતાની દુકાનની મેઢીએ રહીને પદ્માકરનો વરઘોડો જોનાર તથા અનુચરદ્વારા શાંતિરામને બોલાવી તેમની સાથે વાત કરનાર તે કોઇ બીજો શેઠ નહિ, પણ તે ગામના સુપ્રસિદ્ધ નગરશેઠ કપૂરચંદનો મોટો પુત્ર દુર્બળશાહજ હતો. નામે તો જો કે તે દુર્બળશાહ હતો; પણ બુદ્ધિની તીક્ષ્ણતામાં તથા સદ્વિચાર, વિવેક અને સદ્‍ગુણોમાં તે સબળશાહ હતો. એટલુજ નહિ પણ તે એક ધર્મધુરંધર, દાનશૂર, અને રંક—દીન જનોપર દયાબુદ્ધિ રાખવામાં એ એક ઉત્તમ નરવર હતો. એનું હ્રદય નિરંતર કારુણ્ય(દયા)થી ભરપુર રહેતુ હતું. તેમજ તે ધનવાનોના ધર્મનો સારો જ્ઞાતા હતો. તેથી તે દિવસે રાતે તેણે પોતાની સત્શાસ્ત્રના સંસ્કારવાળી બુદ્ધિથી વિચાર કર્યો કે જે પિતાએ મને જન્મ આપી મારું ભરણ—પોષણ કરી મને મારા જીવનના આધારરૂપ સદુદ્યોગ( સારો ધંધો )ના માર્ગનું શિક્ષણ આપી મને આ લોકમાં નિરંતરને માટે સુખી કર્યો છે. તો મારું પણ એ મુખ્ય કર્તવ્ય છે કે મારે તેમનું ઐહિકામુષ્મિક ( આ લોક અને પરલોકમાં ) હિત ઇચ્છી જેથી તે પરલોકમાં અખંડ સુખી થાય તે ઉપાય કરવો જોઇએ. ઐહિક ( આ લોક )નું ધનવડેજ પ્રાપ્ત થતું સર્વ વૈભોગ સુખ તો તેઓ મોટા ધનાઢ્ય હોવાથી તેમણે પોતાના પ્રારબ્ધ અને આ જન્મના પુરુષાર્થ દ્વારા

સાધ્ય કરેલું છે; પણ પારલૌકિક ( પરલોકનું ) સુખ કે જે કેવલ દાન—ધર્મથીજ પ્રાપ્ત થાય છે તેમાં તેમનો અદ્યાપિ પર્યંત કાંઇ પણ વિચાર થયેલો જોવામાં આવતો નથી. વળી ધર્મશાસ્ત્ર કહે છે કે " **शुद्धिर्वित्तस्य दानेन ॥** ( સંપાદન કરેલા દ્રવ્યની શુદ્ધિ દાનવડે થાય છે.)" પણ તેમના વિચારો ધન મેળવવામાં ને તે સંબંધમાં પ્રયત્નશીળ રહેવા તથા સંચયમાં સારી વ્યવસ્થા માટે ઘણા ઉત્તમ છે. પરંતુ ધર્મસંબંધી વિચાર અને ધર્મ સેવામાં પ્રયત્નવાન્ રહેવા માટે વિચાર ઘણા શિથિલ અને હલકા છે. પોતાને જેવુ પ્રિય ધન છે, તેવા ધર્મ પ્રિય નથી. પોતાને જેવો ધનનો લોભ છે તેવો ધર્મનો લોભ નથી. તેમજ સૃષ્ટિનિયંતા ભણી હજુ તેમની કાંઇ પણ વૃત્તિ વળેલી નથી; માટે તેઓ સદ્‌ગતિ પામવાને યોગ્ય થયા હશે કે નહિ તે વાત મને સંદિગ્ધ ( સંદેહ ભરેલી ) લાગે છે. આ સંસારમા માણસે પ્રાતઃકાળથી આરભી રાત્રિએ શયન કરતા સુધી ધનસંપાદન કરવામાંજ તલ્લિન રહેવાનું નથી; પણ જેના ઉપર જીવના ખરા સુખનો આધાર છે એવી ધર્મસેવા અને ઇશ્વરભક્તિપર પણ યથાશકિત સમય લઇ તેમાં પણ હૃદયની પૂર્ણ પ્રીતિથી થોડો ઘણો પણ પ્રયત્ન કરવો જોઇએ. સંસારમાં જે જે ધર્મ અને ઇશ્વરથી વિમુખ થયેલા જીવો છે તેઓ કદાચ સંસારમાં ધનવાન હોઇ સુખી દેખાતા હોય તો પણ તેમને સુખી માનવાનું કોઇ પણ પ્રબળ કારણ જણાતુ નથી; પણ તે તો વિષમિશ્ર મિષ્ટાન્ન ખાઇને પ્રસન્ન થવા જેવું હાનિકારક સમજવું. જે પુરુષને પુષ્કળ ધન હોય કે મોટું રાજ્ય મળેલું હોય, અતિ સુંદર મનોહારિણી સ્ત્રીઓ હોય, રહેવા સુંદર સદનો (ઘરો) હોય, બહુ પુત્ર પુત્રીઓની પ્રજા હોય અને નિરંતર જે પોતાના વૈભોગ સુખમાંથી ઉંચી દષ્ટિ કરવા પામતો ન હોય, એવો ગૃહસ્થપુરુષ પ્રભુની માયાથી ઠગાયેલો જાણવો. ઇશ્વરની અકૃપાના

પાત્ર જીવોને પ્રભુની માયા પોતાનાં માયિક સુખોની જાળ વિસ્તારી હીનભાગી જીવોને પોતાના સેવક કરી રાખી આમરણાંત (મરણસુધી) પ્રભુથી વિમુખ રાખી જન્મ મરણના પ્રવાહમાં ધકેલી મૂકી અનેક દુઃખની પરંપરાઓ પમાડે છે.

માટે હવે મારા પિતા પ્રદેશથી ઘેર આવે ત્યારે મારે તેમને વિનયયુક્ત વચનોથી વિવેકપૂર્વક કાંઈક વિનંતીરૂપે કહી તેમની વૃત્તિ ઈશ્વર સન્મુખ કરાવવી એ મારું કર્તવ્ય છે. હજુ સુધી તેમણે ધર્મ અને ઈશ્વર સંબંધી વિચારપર ધ્યાન આપેલુ નથી. તેથી મને તેમનુ વર્તન એટલી બાબતમાં શોચનીય લાગે છે. દેવઋણ, પિતૃઋણ અને મનુષ્યઋણ એ ત્રણ ઋણ ( દેવું ) થી મુક્ત કરી ધર્મ સેવનદ્વારા પોતાના પિતાને જે પુન્ નામના નરકથી રક્ષણ કરે તે પુત્ર કહેવાય એમ સ્મૃતિકારનું કથન હોવાથી મારે પણ મારું પુત્રત્વ તેમને માટે સિદ્ધ કરી બતાવવું.

ઘણેભાગે લોક વ્યવહારમાં દૃષ્ટિ કરતાં ચારે વર્ણના લોકો પોતાની વાર્ષિક ઉપજમાંથી ચતુર્થાંશ, ષષ્ઠાંશ કે દશાંશ જેટલુ પણ દ્રવ્ય શ્રદ્ધાપૂર્વક ધર્મ માર્ગે વાપરે છે. છતાં તેમાંનું મારે ઘેર કાંઈ પણ થતું નથી. વ્યાપારીવર્ગમાં જોતાં પણ કોઇ રૂપીએ આનો, અર્ધો આનો કે પા આનો ધર્માદાની રકમ ચોપડે ઉધારી ભેગું થયેલું ધન ધર્મસેવા માટે વ્યય કરતા જોવામાં આવે છે; પણ મારા પિતાના આજ સુધીના સર્વ વ્યાપારોમાં જૂના ચોપડા જોતાં કોઇ સ્થળે ધર્મ કે ધર્માદા સંબંધી શબ્દ જોવામાં આવતા નથી. માટે નિશ્ચય થાય છે કે તેઓ મોટી સંખ્યાનું દ્રવ્ય પ્રતિવર્ષે સંપાદન કરે છે; તેમાંથી ગૃહકુટુંબના નિર્વાહ ઉપરાંતના દ્રવ્યનો માત્ર સંચય (સંગ્રહ)જ કરે છે પણ ધર્મનિમિત્ત એક પાઇ પણ વાવરતા નથી, એ ઓછા ખેદની વાત નથી. પણ હું શું કરું ? તેઓ મારા વડિલ, ગુરુ, વૃદ્ધ

અને શિરછત્ર હોવાથી હજુ સુધિ હું તેમને કાંઇ પણ કહી શક્યો નથી. પણ નીચેનું શાસ્ત્રવચન મને હૃદયમાં દાહ ઉપજાવે છે કે, તેમનું સંગ્રહિત દ્રવ્ય ધર્મના આશ્રય વિના ક્યાં સુધી ટકી શકશે ?

**धर्मानुजाश्चतुः ख्याता धर्माग्निर्नृपतस्कराः ।**
**ज्येष्ठस्य त्वपमानेन कुप्यन्ति सोदरास्त्रयः ॥**

ભાવાર્થ.—ધર્મ, અગ્નિ, રાજા અને ચોર, એ ચાર ધર્મના ભાઇ કહેલા છે. માટે માણુસ માત્રએ પ્રથમ પોતાની ધનાદિ સંપત્તિમાંથી શ્રદ્ધા-પ્રીતિપૂર્વક ધર્મની સેવા કરવી જોઇએ; જેઓનાથી સમજીને ધર્મસેવા થતી નથી તેમના ઉપર પોતાના મોટા ભાઇરૂપ ધર્મનું અપમાન થયેલું જાણીને બીજા ત્રણ નાના ભાઇઓ-અગ્નિ, રાજા અને ચોર પ્રકોપ પામીને તેમની સર્વ સંપત્તિનો થોડા સમયમાં વિનાશ કરે છે.

વર્તમાનમાં મારા પિતાનો વ્યાપાર ઘણો સારો ને બીજા વ્યાપારીઓ કરતાં ઘણી ચઢતી સ્થિતિમાં છે. પ્રતિ વર્ષે પાંચ લાખ રૂપીઆ કરતાં પણ વધારે આવક થાય છે. તેથી તે પાચ લાખ રૂપીઆનો શતાંશ પણ જો ધર્મ માર્ગે વપરાય તો મારા પિતાનું ધન અગ્નિ, રાજા કે તસ્કરને ભોગ ન પડતાં તેમની સંપત્તિ સુરક્ષિત રહે, ને પોતે ધન ઉપાર્જન કરતાં જે જે પ્રત્યવાયોથી લેપાયેલા છે તે સર્વથી નિર્મુક્ત થાય, તો તેમની સદ્ગતિ થાય. કૃપણતા એ પણ એક જીવને અસદ્ગતિ પમાડનારો મોટો અવગુણ છે. માટે હવે મારો પિતા પ્રદેશથી ઘેર આવે ત્યારે મારે આ વાત તેમની પાસે કરી પ્રત્યેક વર્ષે પાંચ હજાર રૂપિઆ તેમની સંમતિથી ધર્મમાર્ગે વ્યય કરવાનો નિયમ તેમની પાસે કરાવવો. જગતમાં પણ કેવળ ધનનો

संग्रह करवाथी मोटाइ वधती नथी; पण दान करवाथीज मोटाओनी महत्ता गणाय छे:—

**गौरवं प्राप्यते दानान्न तु वित्तस्य संचयात् ।**
**स्थितिरुच्चैः पयोदानां पयोधिनामधः स्थितिः ॥**

भावार्थः—माणसने दान करवाथी गौरवता ( मोटाइ ) प्राप्त थाय छे; पण एकलो धननो संग्रह करवाथी नहि. वर्षाद जळ वर्षावी भूलोकवासी प्राणीओने जळनु पण दान करे छे, माटे तेनी स्थिति उच्च ( उंचा ) स्थानमां छे; ने महासागर मात्र जळनो संग्रहज करे छे माटे तेनी वर्षाद करतां निचा स्थानमां स्थिति छे. ए रीते जे दान करे छे ते उच्च गति पामे छे; ने केवळ द्रव्यनो संचय ज करे छे ते अधोगति पामे छे.

हुं पण मारा पितानो एक मोटो पुत्र छु, तो पितानुं देवु आपवानो शुं मने अधिकार नथी ? छे ज. मारो पिता प्रदेश छे छतां कोइ आवीने मारा पिता पासे मागता पइसा मागे तो मारे ते मारा पितानी वाट जोइने ना आपवा ? आपवा ज. माटे मारे पण आ धर्मनुं देवुं मारा समजवामां आव्यु, तो ते आपी देवा विलंब करवो योग्य नथी. चालो बाकीनी वात तो तेओ घेर आवशे त्यारे समक्षमां वात करीश; पण आ वर्षमां पांचलाख रुपीआनुं आवक थइ गयुं छे, तेथी तेनो शतांश गणतां पांच हजार रुपीआ थाय माटे ए पांचे हजार रुपिआ वापरी देवानो आ प्रसंग आव्यो छे. श्री शंकराचार्यजीए कह्युं छे के 'देय **दीनजनाय च वित्तं** ( गरीब माणसने तेनुं संकट निवारवा माटे धन आपवुं) परोपकार समान बीजु कोइ पुन्य नथी. परोपकारद्वारा परायां कष्टोनुं

નિવારણ કરવા તો સૃષ્ટિનિયંતા પણ વારંવાર અવતારો ધારણ કરે છે. શ્રીરામ, યુદ્ધિષ્ઠિરાદિ પાંડવો તથા વિક્રમ ભોજ આદિ રાજાઓ પરાયાં કષ્ટો કાપીને જ પરદુઃખભંજન કહેવાયા છે. તો આ શાંતિ-શમના કહેવા પ્રમાણે દીન અનાથ જેવી રળિયાતબાઇ કે જેના સર્વાંગમાં પુત્રને પરણાવવાની આશા ભરાઇ રહી છે, જેનો ધણી દૈવયોગે નિરાશ થયો ને આ બાઇ પણ નિર્ધનતાથી નિરાશ થઇ. વળી તેમાં આ કળિના બ્રાહ્મણો કે જેમને ભૂદેવો કહેવાય છે પણ કલિયુગના પ્રભાવે ભૂદૈત્યો બની રહેલા છે, તેઓએ કુટિલતાથી આ બાઇના દીકરાને કન્યા ન મળવા સારું પ્રપંચજાળ ફેલાવેલી છે. વળી તે નિરાધાર ને નિરાશ થયેલી રળિયાતના દિકરાનું ઉપવિતનું ફૂલેકું તેને ફેકટ ફુલેકુ કહી તે બિચારીને જેમ દાઝ્યા ઉપર ડામ અને ઘા ઉપર મીઠું લગાડવા જેવું દુસ્સહ કર્મ કર્યું છે. માટે તેને તો દીકરો કુવારો રહેવાથી અને છતા દિકરે વંશોચ્છેદનો પરિણામ સમજાવાથી તેના હૃદયમાં શૂળિના જેવું કષ્ટ થતું હશે. તે બિચારીને સુખે અન્ન ભાવતુ નહિ હોય અને રાત્રિએ નિદ્રા પણ આવતી નહિ હોય. માટે શ્રીહરિ ભગવાન્ પણ દીન જનોનું પરિત્રાણ કરવાથી દીન વત્સલ ( ગરીબના બેલી ) ગણાયા છે, તો મારે પણ મારી શક્તિ છતાં દીનને આશ્રય કેમ ના આપવો ? જ્યારે કોઇ સમયે દાન કરવાનું ધન પ્રાપ્ત થએલું હોય છે, ત્યારે દાન કરવા યોગ્ય હૃદયમાં શ્રદ્ધા ઉપજતી નથી; શ્રદ્ધા ઉપજે છે ત્યારે દાન કરવા યોગ્ય ધનનો યોગ હોતો નથી; દાન કરવાનું ધન અને હૃદયની શ્રદ્ધા હોય છે, ત્યારે ધર્મ માર્ગે ધન વાપરવાનું સ્થળ તથા દાન આપવા યોગ્ય કોઇ સુપાત્ર મળતું નથી. માટે શ્રદ્ધા, પાત્ર અને દાન આપવાનું ધન એ ત્રણેનો સંયોગ આવી મળે ત્યારે જે દાન કરવામાં પ્રમાદ કરી ભૂલે છે તેને ફરી તે સમય પ્રાપ્ત થતો નથી. માટે મારે પણ અત્યારે

પાંચ હજાર રૂપીઆ આ ચાલુ વર્ષના ધર્મ સંબંધી દેવાના છે, તે જોઇએ તેવી આ રળિયાતના દીકરાને પરણાવવાની ઉપયોગિતા પણ સમજાઇ ગઇ છે. તેમ તે રળિયાત અને તેનો પુત્ર પદ્માકર પાત્ર પણ જેવાં જોઇએ તેવાં જ છે. માટે આ શાલ તો પાંચે હજાર રૂપિઆ તે રળિયાતના દિકરાને કન્યાદાન કરવાના કામમાં વાપરવા. અને તે વિધવાનો દિકરો પરણશે એટલે તે બાઇ મને અંતઃકરણથી એવો આશીર્વાદ દેશે કે તેવો આશીર્વાદ મારાં પુર્વનાં અનેક મહા પાપોને પણ બાળી ભસ્મ કરશે. તથા મને અકાળ મૃત્યુ જેવું વિઘ્ન નડવાનું હશે તો પણ તે સત્કર્મ અટકારી દેશે. હાલ મારો પિતા પ્રદેશ છે તેથી મારે આ કામ તો કરીજ દેવું. કદાચ હુ સામટી પાંચ હજાર જેટલી મોટી સંખ્યાનું દ્રવ્ય વાપરીશ ને તે જાણશે ને પોતાની કૃપણતાથી કદાચ માન્ય નહિ રાખે તો હુ પાંચ ભાઇઓમાં મજીઆરો વહેંચાતાં જે મારો ભાગ મને આપશે તે સમયે તેમને આ પાંચ હજાર રૂપીઆ મુજરે આપીશ. મારે માથે ગમે તે સંકટ આવે પણ હવે જે મેં મનથી સંકલ્પ કર્યો તેથી મારે લેશ પણ ડગવું જોઇએ નહિ. જો કોઇ પણ અનીતિ કે અધર્મનું કામ કરવાનું હોય તો તેથી ડરવું, ને તે કામમાં જેમ બને તેમ વિલંબ કરવો; પણ જે શુભ કામ કરવું હોય તેમાં વિલંબ ન કરતાં નિડરપણે શીઘ્રતાથી કરવું જાઇએ. કારણ કે મનુષ્યશરીર ક્ષણભંગુર છે ને આયુષ્ય વિજળીના ચમકારા જેવું છે. હૃદયમાંથી જે પવન બહાર નિકળ્યો તે પ્રાણ શરીરમાં ફરી પેસશે કે કેમ ? તે વાત પણ અનિશ્ચિત જેવી હોય છે. માટે હું તો હવે કયારે રાત્રિ વ્યતીત થઈ દિવસ ઉગે કે શાંતિરામ રળિયાત અને ગામના બ્રાહ્મણોને બોલાવી એ રળિયાતબાઈના દિકરાને પરણાવવાનો ઉપાય કરી તે અબળાના અંતઃકરણનો આશીર્વાદ લઉં. આ કાર્ય મારે ઘણુંજ ધૈર્ય રાખી, સાહસ ન કરતાં

શાંતિથી સાધી લેવાનું છે. એ પ્રમાણે રાત્રિએ પોતાના પલંગમાં સૂતાં સૂતાં નિશ્ચય કરી નિદ્રાવશ થયો. ને પ્રાતઃકાળ થતાં તે ઉઠી શૌચાદિ ક્રિયાથી પરવારી નાહી, પોતાનાં નિત્યનાં ધર્મ–કર્માદિ પરવારી પોતાના એક અનુચર ( ચાકર ) ને પાસે બોલાવીને કહ્યું કે 'કાલે મારી પાસે આવ્યા હતા તે શાંતિરામને અને કાલે જે ફુલેકું જોયુ હતું તેમાં જે ઘોડાપર બેઠો હતો તે દ્વિજપુત્રની મા રળિયાત બાઇને અને આપણા ગામના બ્રાહ્મણોના પંચના આગેવાનોને મારી પાસે ઝટ બોલાવી લાવ્ય.'

એ રીતે પોતાના ધણીની આજ્ઞા થતાં તે સર્વને બોલાવી લાવ્યો, દુર્બળશાહશેઠ આ બધો બ્રાહ્મણસમૂહ ભરાવાનો છે, એમ જાણી પોતાની એકાંત બેઠકમાં જઇ બેઠા. ને જેને જેને બોલાવવાની આજ્ઞા કરી હતી તે સર્વ ત્યા આવ્યા ત્યારે સર્વને સારીરીતે આદર સત્કાર કરી બેસાર્યાં.

પછી દુર્બળશાહે બ્રાહ્મણજ્ઞાતિના પંચના બધા આગેવાનો આવ્યા હતા તેમને પૂછ્યુ કે મહારાજો ! કેમ છે ? આજે ક્યાંઇ મિષ્ટાન્ન ઠર્યા છે કે નહિ ?

બ્રાહ્મણો—શેઠજી ! હવે તો આ હડહડતો કળિયુગ આવ્યો એવો કોણ સખી મરદ હોય કે બ્રાહ્મણ જમાડે. મિષ્ટાન્ન તો ઘણા દિવસથી મૂકાઇ ગયાં છે, કોઇએ બ્રાહ્મણ જમાડતુ નથી.

દુર્બળશાહ—કેમ ત્યારે ગઇ કાલે કાંઈ બજારમાં થઇને એક વરઘોડો નિકળ્યો હતો; તે કોઇનાં વિવાહવાજન ચાલતાં હશે એટલે મિષ્ટાન્ન તો ચાલ્યા વિના રહેતાં હશે ?

બ્રાહ્મણો—ના બાપજી ના, મિષ્ટાન્ન તો ક્યાંઇ મળતા નથી. ને વરઘોડો શાનો ? એતો એક ફોકટનું ફૂલેકું હતું.

દુર્બળશાહ—કેમ કેમ મહારાજો ! ફોકટનું ફૂલેકું ?

બ્રાહ્મણો—ત્યારે ફોકટનું નહિતો શું કહેવાય ?

દુર્બળશાહ—એનું કારણ તો કહો ? ત્યારે સમજીએ કની ? ફોકટીયું કે સાચું.

બ્રાહ્મણો—એતો શેઠજી ! આ નહિ તમારી પાસે બેઠાં રળિઆતબાઇ એમણે એમના છોકરાને મોટો સોળ વર્ષનો કરીને જનોઇ દીધું તે મોટો જગન કરી નાખ્યો ! તેમા માને હરખ આવ્યો તે ફોકટનું ફુલેકુ ફેરવ્યુ ને મનમા મકલાયાં.

દુર્બળશાહ—કેમ મનમાં મકલાયાં ?

બ્રાહ્મણો—હા સ્તો; શેઠ એ એમની મેળે ફાવે તેમ કરે હાથે પગે હળવી થયેલી બાઇઓને કાંઇ લાજ શરમ હોય છે ? દીકરાને જનોઇ દીધી એમાં નવાઇ થઇ ગઇ ? કે ફોકટનું ફુલેકું ફેરવ્યુ ? ફુલેકું તો કયારે ફેરવાય કે જ્યારે દીકરાની સગાઇ—વેવિશાળ કર્યું હોય તે પછી સારૂં લગ્ન જોઇ વર, કન્યાને ઘેર પરણવા જાય ત્યારે ગણપતિની પૂજા કરી મીંઢળ બાંધીને વર જ્યારે ઉઘલાવે ત્યારે સારી ધામધુમથી વરઘોડો—ફુલેકું ફેરવાય, તે સાચું કહેવાય; આતો પરણવા કરવાનું કાનમાં હતું (નહોતુ) એટલે ફોકટનુંજ કહેવાય કની ?

દુર્બળશાહ—કેમ ? ત્યારે તમારી ન્યાતમાં એવા મોટા દિકરાને કન્યા નહિ મળતી હોય ? દિકરો તો સારો છે ને બે અક્ષર ભણેલો ગણેલો પણ છે; છતાં કેમ તેને કન્યા ન મળી કે ફોકટનું ફુલેકું ચઢાવ્યું ?

બ્રાહ્મણો—કન્યા તો ઘણીએ મળે ગાંઠે નાણાં હોય તો ?

દુર્બળશાહ—કેટલાં નાણાં થતાં હશે ? તમારી ન્યાતમાં વર પરણે તો કયાં સુધી પૈસાનું ખરચ થાય ?

બ્રાહ્મણો—રૂપિઆ તો હજાર પંદરસે અથવા બે હજાર સુધીએ થાય. હાલ તો હવે આ પોરામાં ( સમયમાં ) બીજા ગુણ,

કુળ, ધર્મ કે વિદ્યા, કોઇએ જોતું નથી પણ **सर्वेगुणा काञ्चनमाश्रयन्ति** ( સર્વે ગુણો દ્રવ્યમાં ગણાય છે ) માટે એવા તો ઘણાય ભણેલા હોય પણ પૈસા વિના કન્યા કોઇને મળતી નથી.

દુર્બળશાહ—ત્યારે ભૂદેવો એ રળિયાત બાઇના દિકરાનું ફુલેકું કે જેને સા દ્વિજમંડળી ફોકટનું ફૂલેકું કહે છે, તે ફૂલેકું મારે સાચું ફૂલેકું કરવું છે. માટે તમે બે હજાર રૂપિયા કહોછો પણ હું તો ત્રણ હજાર રૂપિઆ કહું છુ; માટે લાવો કન્યા ને ગણી લ્યો તમારા રૂપિઆ.

બ્રાહ્મણો—એક બીજાના સામું જોવા લાગ્યા ને મનમાં તો જાણે કાળજનમાં ઊનું કડકડતુ તેલ રેડાયુ હોય એવો પોતાના અદેખા સ્વભાવથી હૃદયમાં સૌને દાહ થવા લાગ્યો. માટે બોલ્યા કે શેઠજી ! એમ કાંઈ રળિયાતનો છોકરો પરણશે ?

દુર્બળશાહ—કેમ વળી શું છે ?

બ્રાહ્મણો—એ બાઇએ તો ન્યાતનું અપમાન કયું છે. ને જનોઇ રીધી ત્યારે પણ તેણે એકે ન્યાત કરી નથી. માટે ન્યાતમાં હલકાઈ ગણાયેલા ઘેર કન્યા કોણ દે ?

દુર્બળશાહ—હવે એ ગઈ વાત કોરે મૂકો. ને જેમની ઇચ્છા હોય તે ઝટ બોલી જાઓ. હુ તમારી સર્વ દ્વિજ સમાજના સાંભળતાં કહુ છુ કે, જેનું કાલે જનોઇ થવાથી બડવો રુહો વાજ્યો હતો. તેને ઘેર વાજતે ગાજતે વરઘોડો લઇ જવાતો હતો. તેને કેટલાક પરાયો ઉત્કર્ષ નહિ જોઈ શકનારા ભૂદેવોએ ફોકટનું ફૂલેકું ઠરાવ્યુ છે. તે બોલેલું તેમનું વચન જૂઠું ઠરાવી તે ફોકટનું ફૂલેકું મારે સાચું ફૂલેકું કહેવરાવવું છે, માટે તે રળિયાત બાઇના હૃદયને પીડનારા બ્રાહ્મણોને મારે જણાવવું છે કે

કર્મની ગતિ ગહન છે, આપણે જેનું અનિષ્ટ ધારીએ તેનું ઈષ્ટ થાય; ને ઈષ્ટ ધારીએ તેનું અનિષ્ટ થાય છે.

अनुकूले जगन्नाथे अनुकूलमिदं जगत् ।
प्रतिकूले जगन्नाथे प्रतिकूलमिदं जगत् ॥

જેના ઉપર જગતના ધણી ઇશ્વર તુષ્ટ (પ્રસન્ન) છે, તેને રૂષ્ટ (કોપેલું) જગત્ શું કરનારું છે ? ને જેના ઉપર પ્રભુ રુષ્ટ થયેલાછે તેના ઉપર બધું જગત્ પણ રુઠેલુંજ છે.

માટે મારા હૃદયમાં એવી શ્રદ્ધા થઇ છે કે જે બ્રાહ્મણ પદ્માકરને કન્યા આપે તેને રૂપિઆ ત્રણ હજાર હું ગણી આપું. ને તેને માંડવે કન્યાદાનનાં સર્વ સાહિત્ય પૂરાં પાડવાની સાથે આ ગામના બ્રાહ્મણોની ત્રણ ન્યાતો કંસાર અને ઘીની હું મારા ખરચથી કરી આપું. પણ તે આજને આજ વાગ્દાન (વેવઈશાળ), આજને આજ વરને ઘેર અને કન્યાને ઘેર ગ્રહશાંતિ અને આજ રાત્રિએ વરકન્યા સુખેથી પરણે. વરકન્યા પરણ્યા પછી રૂપિઆ ત્રણ હજાર ગણી આપું. માટે બોલો જેને ત્યાં કન્યા હોય ને સામટું દારિદ્ર (દળદર) કાઢવું હોય તે બોલો ? પણ લગ્નનો વાયદો નહિ.

એ બ્રાહ્મણોમાંનો એક ચીકોભટ્ટ—રળિયાત ! તમે તો મારાં વેવાણ થઇ ચૂક્યાં. લ્યો! આ રૂપિઓ ને નાળિયેર, ક્યાં ગયો ? પદ્માકર બોલાવો આપણે અહીંને અહીંજ બોલ બોલીને ગોળ ખાઇ લઇએ. દીકરી રંભા જેવી છે ને તમારો દિકરો તુરતજ ઘર માંડે એવો ઘાટ છે.

દલોભટ્ટ—ખાધો ખાધો હવે ગોળ, શિશવના કટકા જેવી કન્યા માથે મારીને ત્રણ હજાર રૂપીઆ ગાંઠવા છે ? હવે તો એ પદ્માકરને એકને બદલે હજાર કન્યાઓ તૈયાર છે. હું મારી દીકરીનો રૂપિઓ આપું છું.

ચિંકોભટ્ટ—શુ અમારા દેખતાં તારે રળિયાતના દિકરાને એ-કાક્ષી ( એક નેત્ર વાળી ) કાણી કન્યા આપવી છે ? શું હરામના રૂપીઆ લેવા છે ? જો જો, રળિયાતબાઇ ! એનો રૂપિઓ લેતાં એની છોડીનો એક ડોળો તો લબડે છે તે એનું તો મોં જોતાં તમારા દિકરાનું હાથ હઇયું ખસી જશે.

બોધારામ—અરે મારા ભાઇ, કાણી હોય તો ભલે એના બાપને ઘેર રહિ. રળિયાતના દિકરાને હું રૂપીઓ ને શ્રીફળ આપું છું કન્યારૂપમાં પરી જેવી છે.

ફલોભટ્ટ—હા, તુ ભલો; બિચારી રળિયાતને ઠગવાની વાત કરે છે; તારી ઉંધી પૂતળીયો વાળી કન્યાને એ શું કરે ?

ઘેલો પંડયો—અરે ભાઇ કન્યાની શી નવાઇ છે ? મારે ઘેર ચ્યાર મોઇઓ છે, તે ચિંતા થાય છે કે, હુ તે તેમને કયાં નાખીશ ?

બોધારામ—તમારી નાની કન્યાઓ તો સારી દેખવડી છે, તે તો સારી; પણ નાની પડે. ને મોટી તો સાવ બૂચી છે. માટે એ તો નહિ.

મકનજી—રળિયાતબાઇ ! એ બધું જવા દઇ મારો રૂપિઓ હાથમાં લ્યો ? કન્યા તો એક મોતીનોજ દાણો જોઇ લ્યો.

શિવરામ—એ તો ડેકરાયલી છે નર્યુ મો અને આંખો ફીકાં પડી ગયેલાં ને રોગી છે. માટે એ કન્યા શા કામની ?

બકોરભટ્ટ—ત્યારે એ રહી; કયાં કન્યાઓના ટોટા છે ? લ્યો મારી દીકરીનો રૂપિઓ કેમ ? રળિયાતબાઇ મરજી છે કની ? આના કાની કરશો તો રહેશો લટકતાં.

કાનજી—હા, કન્યા તો સારી; પણ રાતે દેખતી નથી. રતાં-ધળી છે બાકી દિવસે તો સારી ફક્ત રાતે તેને હાથ ઝાલીને દો-રવી પડે છે.

ડોસો રાવળ—તારે હવે મારી કન્યા લેવા દેશો ?

અમથોપંડયો—શું લંગડી કન્યા પરણાવવી છે ? ઘોડી કૂદાવવા ?

ભાણુજી—અરે ભાઇ ! એ બધીએ કન્યાઓ ન ગમતી હોય ને દેખવડી કન્યા જોઇએ તો હું હવે પદ્માકરને ચાંલ્લો કરૂં ?

બચુરામ—હા, એ તો કન્યા સારી; રૂપાળી પણ ખરી. પરંતુ એક બોલવાની બાધા, કારણકે બોબડી. પણ કન્યાને બોલવું શું કામ પડે ? એના વતીનું બોલવું પડશે તો રળિયાત ને પદ્માકર બોલશે એને ક્યાં સભા જીતવા જવું છે ? કે કથા વાંચવી છે ? બોબડી તો બહુ સારી કોઇની ઘેર વઢવાડ ના લાવે.

છગનવ્યાસ—અલ્યા ભાઇ આતો "ઝાઝા મળે ને ખાવા ટળે" બધાયના દોષ જોશો ? આ રળિયાતને એકે કન્યાની હા નથી કહેવા દેવી ? આ બિચારા શેઠ કન્યાદાનનું પુણ્ય લઇ ન્યાતો ત્રણ કરવા ધારે છે, તે તો કરવા દ્યો. છોકરાંનું મોં ગળ્યું થાય છે તેમાં પથરા શું કામ ઝીકો છો ? મને મારી છોડીનો રૂપીઓ આપવા દ્યો! [ રળિયાતબાઇ સામુ જોઇને ] બાઇ રળિયાત ! આ બધા દિલ્લીના ઠગ ભરાયા છે માટે મારૂં કહ્યું માનીને આ રૂપિઓ આપુ છુ તે વેળાસર લઇ લ્યો. નહિ તો છોકરો રહેશે કુંવારો મારા જેવો ખરું કહેનાર કોઈ નહિ મળે.

ભૂલોભટ્ટ—હા, રળિયાત ! લ્યો બા, લ્યો; એનો રૂપિઓ. પણ નગારાંની એક જોડ વસાવજો. કન્યાએ બે કાન તો નાનપણથી ઘરેણે મેલ્યા છે. નગારાં વાગ્યે પણ સાંભળે તેમ નથી, પણ કાંઇક સાનથી સમજશે.

ગાંડાભટ્ટ—એવી બહેરીની વાતજ મુકોને પડી, મારે ઘેર ખાસ્સી મોતીના દાણા જેવી કન્યા છે, આ લ્યો રૂપિઓ ને લાવો ત્રણ હજાર રૂપિઆ ને આજને આજ જાન લઇ આવો ને પદ્માકરને પરણાવી જાઓ.

કાનજી—એ પણ કન્યા તો સારી પણ બિચારી બચ્ચુરામની દિકરીની બેનપણી થતાં થતાં રહિ ગઇ છે. બોલતાં બોલતાં હાથ જીભ બહાર નિકળે ત્યારે તતતત કરતાં માંડ એક ઉચ્ચાર પરાણે પૂરો કરે પણ મોંમાંથી કેટલુંય થુંક બહાર નિકળે ને આંખમાં પાણી આવે ત્યારે.

મફતલાલ—રૂપિઆ ત્રણ હજાર આપવા ને એવી તોતડી કન્યા શું કરવા લેવી ? આ લ્યો હુ મારી ભત્રીજીનો રૂપિઓ આપુ છું. મારા મોટા ભાઇએ મરતાં મરતાં મને કહ્યુ છે કે આ છોડીને કંઇક સારું ઠેકાણું જો જો તો મને આવું બીજુ કયુ સારું ઘર મળવાનું છે ?

બધા બ્રાહ્મણો—હેં ? હેં ? અલ્યા મફતીયા તને કાંઈ લાજ મરજાદ છે કે નહિ. આ આપણા નગરશેઠને ઘેર આવીને અમને મૂર્ખ બનાવવા જેવું કરતાં જરા શરમાતો પણ નથી ? લૂગડાં પણ સંઘરતી નથી ને ઢેખાળા લઈ માણસોને મારવા દોડે છે, તે માટે ઘરમાં થાંભલે સાંકળે બાંધી રાખવી પડે છે. તેની અહીં વાત કરવા આવ્યો છુ ? એ ગાંડી તારી ભત્રીજી તો હવે લાકડાંમા જશે ત્યારે પરણશે. બોલતા જરા વિચારે નથી કરતો.

મફતલાલ—હશે મારી ભત્રીજી ગાંડી છે તો ભલે રહિ; તમારી ડાહીઓ હોય તેમને નાંખો મોટા ધોધમાં મારે શું કરવી છે? તમારાં બધાનાં હાડકાંજ ખોખરા કરવાં માગો છો પણ શું કરૂં મારી જેષ્ઠિકા ( લાકડી ) ઘેર ભૂલીને આવ્યો છુ; નહિ તો એકે એકને થોડાં થોડાં દૂધપાક પૂરી ચખાડત.

બધા બ્રાહ્મણો સાથે ઉભા થઇને—મારો, મારો; એ બહુ બોલા ઉછાંછળાના દાંત પાડી નાખો. પછી જાણે કે હુ સમૂહમાં જઇને વિચાર વિનાનું બોલી આવ્યો હતો.

દુર્બળશાહ—ના, ના, ના; ભૂદેવો અહીં મારે ઘેર મારા મારી કરવાની નથી; ને એમ કરશો તો રાજદૂત (રાજાના સીપાઈ) ને સ્વાધીન કરવા પડશે.

બ્રાહ્મણો—ના, ના. શેઠજી! અહીં મારામારી કરવાનું શું પ્રયોજન છે? એ તો અણસમજણમા બોલી ગયો, તે જરા તાપ દેખાડયો.

એવામા એ ગામમાં ધર્મદત્ત કરીને એક પ્રૌઢ અવસ્થાનો (આધેડ અવસ્થાનો) બ્રાહ્મણ છે. તેને સુભદ્રા નામે સ્ત્રી છે કે જે પતિવ્રત ધર્મવાળી હોવાથી અનન્ય ભાવે પતિ સેવામાં તથા પતિના હિતમાં તત્પર રહેનારી છે. સ્ત્રીયોને ઉપયોગી વિદ્યા—કળા અને જ્ઞા-નમાં તે સંપૂર્ણ કુશળ છે. ધર્મદત્ત જ્યારે સોળ વર્ષનો હતો ત્યારે તેની એક દોઢજ વર્ષની બેન મૂકી તેનાં માતા પિતા મહામારી (કોલેરા) ના રોગથી અકસ્માત મૃત્યુવશ થયાં હતાં. માતાપિતાના વિદ્યમાનપણામાં ધર્મદતનું લગ્ન થયેલું હતું. તેથી તે ધર્મદત્ત અને સુભદ્રાએ તે માતાપિતા વિનાની નાની બાળા નિર્મળાને ઘણીજ દયાની લાગણીથી ઉછેરી મોટી કરી હતી. તથા સર્વ ગુણસંપન્ન સુભદ્રાએ તે પોતાની નણંદને ઘણા ઉચા પ્રકારની કેળવણી આપી ગુણ ચ-તુર કરી હતી. જેનું નામ નિર્મળાગૌરી હતુ. નિર્મળા રૂપ—ગુણની ખાણ, નિર્મળ બુદ્ધિની, શાંત સ્વભાવની અને ધીરજથી ધાર્યું કામ કરી ભાઇ ભોજાઇને સંતોષ આપનારી હતી. એનું હૃદય નિરં-તર પ્રેમ અને દયાથી ભરપુર તથા સદ્ગુણોના ભંડારરૂપ હતુ. વ્યવ-હારનાં કામ તથા વ્યવહારની સમજણમાં તે ઘણી પ્રવિણ હતી.

નિર્મળા પોતાના મોટા ભાઇ ધર્મદત્તને પિતાસમાન અને મોટાં ભોજાઈ સુભદ્રાને સગી માતા સમાન માની કદાપિ તેમની આજ્ઞાઓનું ઉલ્લંઘન ન કરતાં સદા તે દંપતીને (ભાઇ—ભોજાઇને)

આધીનજ થઇ રહેતી હતી. ઘરનું સર્વ કામ પોતે પોતાની જાતેજ પોતાની ભોજાઇના કહ્યા વિના આગળથીજ કરી લેતી હતી, તેથી તેનાં ભાઇ ભોજાઇ પણ તે નિર્મળાને પોતાના પેટની દીકરી કરતાં અધિક લાડમાં રાખી ક્યારે પણ તેને દુભાવા દેતાં નહિ. અને સુભદ્રાએ તેનામાં પોતાના હૃદયના પ્રેમથી ઘણા ગુણોનું સોચન કર્યું હતું; ને નિરંતર તે પોતાની નણંદ ભવિષ્યમાં સારામાં સારા સુખની ભોક્તા થાય તેમ ચિંતવતી હતી. તેથી તે પ્રતિદિન પોતાના સ્વામીને કહેતી કે હે પ્રિયતમ ! મને મારાં નણંદ નિર્મળા બેન મારા નેત્રથી અધિક વહાલાં છે. માટે એ બિચારાં કયાઇક ગુણવાન્ પતિને પામી સારાં સુખી થઇ આપણને શુભાશીર્વાદ દે એ, તમારે અવશ્ય કરવાનું છે. માટે એમને સારું સારો વર શોધી આપણે દીકરીના કરતાં વિશેષ પ્રેમથી એમનું કન્યાદાન આપી પરણાવવાં છે. હે નાથ ! આ આપણી ન્યાતમાં કન્યાવિક્રયનો કુચાલ છે, માટે જો જો જો, એ કુચાલને અનુસરી આ બેનના પૈસા લેવાની ઇચ્છા કરતા ? આપણે વ્યવહાર પક્ષે જોતાં છીએ તો ઘણી દુર્બળ સ્થિતિવાળાં, તો પણ આપ જે કાંઇ સન્નીતિથી રળી લાવશો તેમાં હું તમને સ્વર્ગથી અધિક સુખનો અનુભવ કરાવીશ. પણ કન્યાવિક્રય જેવુ મહાપાપ કરી સારાં ખાન-પાન આદિના વિભવ સ્વપ્ને પણ ઇચ્છશો નહિ. હે નાથ ! કન્યાવિક્રય જેવા અધમમાં અધમ કર્મ કરી દ્રવ્યની તૃષ્ણામાં તણાશો તો મહા દુઃખ પામશો. અધર્મોપાર્જિત ધન ત્રણ કે પાંચ દિવસ રહી ઘરનું સર્વસ્વ નાશ કરી પોતે પણ સમૂળું નાશ પામે છે. આ લોકમાં અપકીર્તિ ને પરલોકમાં આત્માને દારુણ દુઃખ ભોગવવાં પડે છે. માટે દ્રવ્યના મોહથી જો જો જો, મારા ને તમારા આત્માને પરલોકમાં અશાંતિ ભોગવાય એવું કામ કરતા. હે નાથ! તમે નિર્ધન છો તથાપિ સુખી છો; કારણ કે પાપના કાદવથી લેપા-

પેલા નથી. પૈસાને શું કરવા છે ! જ્યાં ત્યાં પ્રાણને ભાડું આપવુ જોઇએ, તે તો ઇશ્વર સૌ રાજા અને રંકને આપે છે. માટે ભલે જ્ઞાતિનો ચાલ હોય તો પણ આપણે તો નિર્મળાબેનને પરણાવી પૈસા લેવા નથી.

ધર્મદત્ત—પ્રિયા ! ધન્ય ! ધન્ય ! ધન્ય છે ! તમારી બુદ્ધિને. હુ તમારા જેવી સ્ત્રી મળવાથીજ ભાગ્યશાળી થયો છુ. તમારા સ્થળે બીજી કુટિલ સ્ત્રી હોય તો તે મારા જેવા નિર્ધન કુટુંબમાં રહી મારા ધર્મનું સંરક્ષણ ન કરતાં પૈસાનેજ ઇચ્છે, ને કન્યાવિક્રય જેવા ઘોર કર્મનો મને ઉપદેશજ કરે; ને આખર પુરુષ ગમે તેવો દૃઢતાવાળો હોય તો પણ સ્ત્રીના મોહમાં ફસાઇ કુકર્મ કરવા પ્રવૃત્ત થાય. પણ હે સુંદરી ! તમે મને જેમ કહોછો તેજ પ્રમાણે મેં પણ નિશ્ચય કર્યો છે. કારણ કે મારા ઉપર મરણ જેવી આપત્તિ આવે તો પણ મારે હાથે કન્યાવિક્રય કરવો નહિ એ સુદૃઢ પ્રતિજ્ઞા થયેલી છે. હે સુમુખી ! આ ગામમાં મારા ઇષ્ટમિત્ર શાંતિરામ, કે જે વિદ્વાનોનું વિભૂષણ અને સજ્જનોના શિરોમણિરૂપ છે. મારે ઘણો સહવાસ તે સન્મિત્રનોજ છે. તેઓ સારા પંડિત હોવાથી ઘણી વેળા તેમના મુખેથી કન્યાવિક્રયના નિષિદ્ધપણા વિષે તથા તેથી થતા મહા પાપ વિષે મેં તેમના મુખથી ઘણાં વિવેચનો સાંભળ્યાં છે. ત્યારથી મે પણ કન્યાવિક્રય ન કરવાની સુદૃઢ પ્રતિજ્ઞા કરી છે. મારા તે મિત્ર પાસે એક ધર્મદેવ નામે બ્રાહ્મણનો પુત્ર પદ્માકર વિદ્યાભ્યાસ કરે છે, તે ઘણો સારો વિદ્વાન થયો છે. ને તે મારી નાની બેન નિર્મળાના સમાન વય (ઉમ્મર) નો છે. તેની બુદ્ધિ શુદ્ધ છે, સ્વધર્મમાં નિષ્ઠાવાળો વિવેકી અને ગુણોની ખાણરૂપ છે. વળી મે સાંભળ્યું છે કે તેણે પોતે પણ પોતાના વિદ્યાગુરુ શાંતિરામના ઉપદેશથી પોતાના વંશમાં કન્યાવિક્રય ન થવા દેવાની સુદૃઢ પ્રતિજ્ઞા કરી છે. તેથી મારી બેન-

નો તો મારે વિક્રય કરવોજ નથી; પણ મારી ભાણેજનો થાય તેનો પણ વિક્રય ન થાય એવા સ્થળ રૂપ તો વર્તમાનમાં એ પદ્માકરજ કન્યાદાન દેવા યોગ્ય પાત્રરૂપ પવિત્ર વર છે. પાત્રતામાં મને એવો બીજો કન્યાદાન આપવા યોગ્ય બ્રાહ્મણ મળે એમ નથી. માટે હે! પ્રિયા હું તે પદ્માકરની સાથેજ મારી બેન નિર્મળાને પરણાવીશ. આ વિચાર મારો ઘણા દિવસથી છે.

સુભદ્રા—જો તમારો આવો ઉત્તમ વિચાર હોય તો તે ઝટ પાર પાડો; તમારી બેનને હવે કન્યાકાળ થઇ ગયો છે પન્નર વર્ષનાં નિર્મળા બેન થયાં; માટે હવે એમને પરણાવવાં જોઇએ. પણ મને એટલી ચિંતા રહે છે કે બેનને પરણાવશો પછી બેન તો એમને સાસરે સીધાવશે. ને આપણને હવે યુવાવસ્થા વીતી એકત્રીશ બત્રીશ વર્ષનું તો વય (ઉમ્મર) થઈ ગયુ. તો પણ હજુ સુધી કાંઇ સંતાનનું તો મો જોયુ નહિ. તેથી આપણે આ નિર્મળા બેનજ મન વાળવામા, તથા સારી સસ્તી વસ્તુ આપવામાં, ને હાથ લાકડી રૂપ છે. ને તેમનાથી મારા બધા દિવસો આનંદમાં જાય છે, પણ બેન સાસરે સીધાવશે પછી મને એકલીને જરા પણ સોરવશે (ગમશે) નહિ. પણ શુ કરીએ દીકરીને કાંઇ ઘેર રખાય છે?

ધર્મદત્ત—હા એ તો ખરું પણ સંતાનની વાત તો ઇશ્વરના હાથમાં છે. ને નિર્મળાબેન કયાં પરદેશમાં જવાનાં છે? સાસરે જશે તોય સવારે ઉઠીને આવશે આપણે ઘેર. આખો દિવસ રહેશે–જમશે આપણે ઘેર ને સાંજે સુખે એમને ઘેર જશે. એમને પરણાવ્યા પછી તમને અણગમો થશે એમ હું નહિ કરું. તમને જ્યારે જ્યારે અણગમો થશે એટલે હું જઇને બેનને તેડી આવીશ. એની તો કાંઇએ ચિંતા નથી. પણ મને તો મારી દુર્બળ દશાને લીધે મોટી ચિંતા એટલીજ છે કે મારી પાસે કાંઇ પણ દ્રવ્ય નથી,

ને કન્યાવિક્રયના પૈસા અગ્રાહ્ય છે; માટે બીજુ તો રહ્યું પણ કાંઇ કન્યાદાન કરતાં બેનને શણગારવામાં સાભાગ્યવતીનો શણગાર તો જોઇએ તે ક્યાંથી લાવું ?

સુભદ્રા—હે નાથ ! મુઝાશો નહિ. કોટનું મંગળસૂત્ર, નાકનું ફુલ. કાનનાં ઠોળિયાં ને પગની કલ્લાઇઓ તથા હાથની બે ચૂડલીઓ, તે તો મારાં છે; તે ઉપયોગમાં લઇશું. ને હું તો હવે મોટી થઇ માટે મારે ચાલશે. ને ભાગ્યમાં હશે તો મળી રહેશે. માટે મારા અલંકારો બેનને પહેરાવીશું. બીજુ બે જોડ લૂગડાં જોઇએ તે પણ મારા બચકામાં મે સંગ્રહી રાખ્યાં છે; તે હું આપીશ. આપણે વરકન્યાને પરણાવી કંસાર જમાડી તેમને ઘેર વિદાય કરીશુ.

ધર્મદત્ત—પ્રિયા ! ત્યારે કન્યાદાનમાં દક્ષિણા આપવા માટે મે પણ એક સવા બે રૂપીઆ સાચવી રાખ્યા છે. તેમાંથી એક વાગ્દાનમાં ને સવા કન્યાદાનમાં આપીશ ને વરનું અર્ઘપાદ્ય તથા મધુપર્ક પૂજન કરવું પડે તેમાં આપણે મનોભાવનાથી પણપૂટ ( પડીઆથી) કામ ચલાવશું. આપણે જ્ઞાતિભોજન કરાવવું તેમાં તો આપણી શક્તિ નહિ, એટલે શું કરીએ ?

સુભદ્રા—ભલે ત્યારે હવે તમે તે વાતની તઇઆરી કરો. આ વર્ષમાં નિર્મળા બેનને પરણાવ્યા વિના ચાલે તેમ નથી. જાઓ ત્યારે આજેજ; શુભ કાર્યમાં શીઘ્રતા કરવી. માટે તમે તે વરને વાગ્દાન ( વેવાઇશાળ ) કરી આવો ને જેમ બને તેમ લગ્ન વહેલુ નિર્ધારીને આવજો.

ધર્મદત્ત—ત્યારે મારે તે શો મોટો રાજાના જેવો સમારંભ કરવાનો છે કે વાર કરું ? આ જઇને રૂપિઓ ને શ્રીફળ આપી વાગ્દાન ( વેવાઇશાળ ) કરી બોલ બોલી આવું. ને ત્યાં ને ત્યાં લગ્નનો પણ નિશ્ચય કરતો આવીશ.

એ પ્રમાણે પોતાની સ્ત્રી સુભદ્રાને કહી ધર્મદત્ત શાંતિરામને ત્યાં ગયો. કારણ કે તે પોતાનો મિત્ર હતો ને પદ્માકર તે શાંતિરામનો શિષ્ય હતો તેથી આ વિવાહ સંબંધી કામ શાંતિરામ દ્વારા લેવાનો વિચાર ધર્મદત્તનો હતો. પણ આ સમયે શાંતિરામ, જ્ઞાતિના બીજા બ્રાહ્મણો ને વરની મા રળિયાત એ સર્વ દુર્બળશાહને ત્યાં ભેગાં થયેલાં હતાં. માટે શાંતિરામને ઘેરથી ધર્મદત્તને એવો પ્રત્યુત્તર મળ્યો કે તેમનું તો દુર્બળશાહને ઘેર જવું થયેલું છે. તે સાંભળી ધર્મદત્ત પણ દુર્બળશાહને ત્યાં ગયો ત્યારે તો ત્યાં ઘણી દ્વિજસભા જોવામાં આવી. તે સભામાં બેઠેલા શાંતિરામને સાનથી પોતાની પાસે બોલાવી ત્યાંથી પછી ધર્મદત્તે એકાંતે જઇ પોતાનો મનોગત (મનનો) અભિપ્રાય શાંતિરામને જણાવ્યો જેથી શાંતિરામેકહ્યું કે ભલા બ્રાહ્મણ ! આવો શુભ વિચાર તારો હતો, તો તેં મને પ્રથમ કેમ ના કહ્યું ?

ધર્મદત્ત—મારા ઘરની સ્થિતિ ક્યાં તમારી અજાણી છે ?

શાંતિરામ—એતો સૌ સારાં વાના થાત. પદ્માકરના વિવાહની તો આ વાતજ ચાલે છે; ને આ ગાદી ઉપર બિરાજેલા આપણા ગામના નગરશેઠ દુર્બળશાહ અત્યારે જે પદ્માકરને કન્યા આપે તેને ત્રણ હજાર રૂપિઆ આપવા તઇઆર થયેલા છે.

ધર્મદત્ત—ત્રણ હજાર શું ત્રણ લાખ આપે તોય તે રૂપીઆ મારે તો કોયલા, માટીનાં ઢેફાં ને ઠીકરાંના કુકાજેવા છે. મારે તો કન્યાવિક્રય નથી કરવો. ને માત્ર કંકુ ને કન્યા કરવાનું છે.

શાંતિરામ—(હસતા મુખે પ્રસન્ન થઇને) ઠીક, ભાઇ! ત્યારે તો તને ધન્યવાદ ઘટેછે ઠીક સમયે આવી પહોંચ્યો, નહિતો તારી વાત બગડી જાત, માટે ભલે આવ્યો; સમયસર આવી પહોંચ્યો તે ઠીક થયું. હજું કાંઇ બગડી ગયુ નથી. તારો શુભવિચાર ઈશ્વર પૂરો પાડશે. માટે ભાઇ ! આ સભામાં આ શેઠ સાહેબ, બ્રાહ્મણો અને

રળિયાતબાઇના સમક્ષમાંજ તારો અભિપ્રાય પ્રસિદ્ધ ( જાહેર ) કર્ય.

પછી ત્યાં સર્વના સમક્ષમાં ધર્મદત્ત ઉભો થઇને બોલ્યો કે શ્રીમતાંવર શેઠ સાહેબ ! વિદ્વાનોના વિભૂષણ શાંતિરામ ! સર્વભૂદેવો ! અને ગગાસ્વરૂપ રળિયાતબાઇ ! આપ સર્વના સમક્ષમાં હુ એક વિનંતી કરૂં છુ: તે ધ્યાન લઇ મને યોગ્ય પ્રત્યુત્તર આપવા કૃપા કરશો. હુ આ ગામનો રહેનાર તમારીજ ન્યાતનો બ્રાહ્મણ છુ, ને જેમ આપ સર્વે પદ્માકરને કન્યાદાન આપવાની ઇચ્છાથી આવ્યા છો તેમ હું પણ મારી બેન નિર્મળાગૌરીનું આ રળિયાતબાઇના ચિરંજીવી પદ્માકરને વાગ્દાન કરી રૂપીઓ ને શ્રીફળ આપવા આવ્યો છું. માટે મને તમે સૌ એક મત થઇને વાગ્દાન કરવાની હા પાડો મારી બેનનું વય—(ઉમ્મર) થઇ ગયુ છે; ને ઓણુ શાલ વરઘોડીઆંને ફેરા ફેરવ્યા વિના ચાલે તેમ નથી.

બ્રાહ્મણો ( પરસ્પરમા )—વાહ! વાહ ! શું પદ્માકરનુ વિશાળ ભાગ્ય. ધન્યછે! ધન્યછે ! સર્વગુણસંપન્ન રૂપનોભંડાર ને કન્યા તો જાણે કે મોતીનોજ દાણો એના જેવી એકે કન્યા આપણા ગામમાં નથી. એ પ્રમાણે વિચાર કરી બોલ્યા કે ભલે ભાઈ તારી બેનમાં કાંઈ પણ કોઇ દોષ કાઢે તેમ નથી. માટે ભલે ત્યારે તુ ખુસીથી પદ્માકરને વાગ્દાન કર્ય. ને આ શેઠજી રૂપીઆ ત્રણ હજાર આપેછે તે ગણીલે

ધર્મદત્ત— શેના રૂપિઆ ?

ધૂળોગોર— શેના તે કન્યા દીધાના સ્તો ? બીજા શેના '

ધર્મદત્ત—અરે કોઇ એવા મર્મભેદક પાપી શબ્દો બોલી મારા કાન અપવિત્ર કરશો નહિ.

શનો તરવાડી—અલ્યા ધર્મદત્ત ! કેમ એમ બોલ્યો ?

ધર્મદત્ત—હું કાંઇ મારી બેનનો વિક્રય ( વેચાણ ) કરવા

આવ્યો નથી; મારે તો કન્યાના પૈસા માંસ મદિરા તુલ્ય છે. માત્ર મારે તો પ્રભુપ્રીત્યર્થ કન્યાદાન કરવાનું છે. મારે કન્યા વેચીને પૈસાદાર થઇ વૈભોગ ભોગવવા નથી, છો મારી નિર્ધનતા મારી પાસે રહી.

ખીમજી—અલ્યા શું તારા જેવા કોઇ બીજા ન્યાતમાં નથી ? કે, તું એકલોજ ચાવળો ને ચતુર બની ગયો છુ ? રૂપિઆ તો ત્રણે હજાર લેવા પડશે. દીકરીના પૈસા લેવાનો આપણી ન્યાતમાં ઘરડાંની વારીથી જે સંપ્રદાય પડેલો છે તે શુ તારાથી બંધ થાય તેવો છે ? જો એવું ખોટું ખોટું ડહાપણ બતાવી ન્યાતનું અપમાન કરીશ તો ન્યાત બહાર મૂકવો પડશે.

ધર્મદત્ત—કાલે મૂકતા હો તે આજજ મૂકો, ને પૈસામાં પણ પૂળો મૂકો. મારે તો નથી લેવા તે પૈસા નહિજ લઉ; તમારે જે કરવું હોય તે કરી નાખજો.

ખુશાલભટ—શુ તારે બીજાનેય ભીખ મગાવવી છે કે ? પૈસા તો લેવાજ પડશે ને તારે બારણે ન્યાતો ત્રણ કરવીજ પડશે.

ધર્મદત્ત—મારે પૈસા લેવાય નથી, ને ન્યાત બાત કરવી પણ નથી. ન્યાત કરવા જેટલી મારી સ્થિતિ નથી.

બેચરપંડયો —અરે મૂરખ ? સમજ સમજ, આ શેઠ જેવા સમર્થ દાતા રૂપિઆ આપવા ઉભા થયા છે, છતાં શા માટે ના કહે છે ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે મોં ધોવા ક્યાં જાયછે ? તને શું માના જણ્યા કડવા લાગે છે ? રૂપીઆ લઇશ તો ખાઇશ પીશ ને મોજ મજા કરીશ, ને છોકરાં લીલા લહેર કરશે. રૂપીઆ કાંઇ કડવા નહિ લાગે, ને વધારે પડ્યા હોય તો નાખી જજે મારે ઘેર.

ધર્મદત્ત—એકલા કડવા ઝેર જેવા નહી, પણ જન્મો જ-

ન્મ બાળી મેલનારા હાલાહલ વિષ જેવા છે. મૂઆ પછી જમરાજને જવાબ દેવો પડે છે. માટે મારે મારો પરલોક બગાડવો નથી.

બેચરપંડ્યો—ઓય ! આતો પરલોક સુધી પહોંચી ગયેલો છે ! અલ્યા દેવલોકમાંથી બ્રહ્મરાક્ષસ થઈને આવ્યો છું કે શું ?

કાળો પંડ્યો—અરે એ ડાબલાને મેલોને ન્યાત બહાર. બોલાવો ન્યાત ગોરને કે એનું ઘર ટાળીને પતાસાં વહેંચી દે.

દુર્બળશાહ—ધીમા રહો ધીમા રહો કાંઇ ધમાધમી કરવી નથી. બેસો સૌ શાંત થાઓ. એમ કહીને દુર્બળશાહે તે ધર્મદત્તને કહ્યુ કે કહો મહારાજ તમારી શી ઇચ્છા છે ?

ધર્મદત્ત—મારે મારી પ્રસન્નતાથી મારી બેનનુ પદ્માકરને કન્યાદાન દઈ નિરપેક્ષપણે શ્રીપ્રભુપ્રીત્યર્થ પરણાવવી છે, તે દેવા દ્યો.

દુર્બળશાહ—તો ભલે કન્યાદાન દ્યો ને રૂપીઆ કાંઈ પદ્માકરના ઘરના નથી, માટે મારા રૂપીઆ લ્યો.

ધર્મદત્ત—તમારા રૂપિઆ લઉ તે પણ કન્યા નિમિત્તના કની ? માટે તે તો મારે ના ખપે.

દુર્બળશાહ—ના મહારાજ ! જાણે કે મારેજ કન્યાદાન કરવું છે માટે તમને રૂપીઆ આપું એટલે તમે મને કન્યાદાનનું ફળ આપજો.

ધર્મદત્ત—મારે ફળ તમને આપવું પણ નથી; ને પૈસા જોઇતા પણ નથી. તમારી પાસેથી રૂપીઆ લઉ એટલે જાણે કે એ રૂપિઆ લઇને કન્યા તમને વેચાતી આપી કહેવાય; ને તે તમે વેચાતી લઇને પદ્માકર નામના બ્રાહ્મણને દાન આપ્યું ગણાય; તેમાં કન્યાદાનનું પુણ્ય તો તમને થાય: ને મે તો કન્યાનો વિક્રયજ કર્યો ગણાય; માટે તે મારે કરવું નથી.

ધર્મદત્તનો આવો ઝીણામાં ઝીણો વિચાર સાંભળી દુર્બળશાહ મનથી પ્રસન્ન થઇને બોલ્યા કે, ભલે મહારાજ? ત્યારે મને ફળ ના આપશો; ને હું તમને તમારી દુર્બળ દશા છે માટે તમને તુળસી પત્ર મૂકી ત્રણ હજાર રૂપીઆનું દાન આપુછું તે લ્યો. ને તમારે ઘેર કન્યાદાન નિમિત્તની જે મે ત્રણ ન્યાતો કરવાની કહી છે, તે ત્રણ ન્યાતોમા જોઇએ તે બધું શીધું સામાન મોકલી દઉં તથા કન્યાદાનમાં બીજુ જે સાહિત્ય તથા વસ્ત્રાલંકારો જોઇએ તે બધુ મોકલી આપુ છું.

ધર્મદત્ત—ના માહારાજ! તેમાંનુ કાંઇપણ મારે ઘેર નહિ. ત્રણ હજારનું દાન કરવુ હોય તો કરો પદ્માકરને ને ન્યાતો કરવી હોય તો કરો તમારે કે પદ્માકરને ઘેર. મારે તો વરના ભણીની એક રજ પણ મારે બારણે પડવી જોઇએ નહિ. મારે ઘેર વર આવશે તેનું હું શાસ્ત્રવિધિથી મધુપર્કપૂજન કરી, કન્યાદાન આપી મારા ઘરનોજ સવા રૂપિઓ દક્ષણા આપીને વરકન્યાને થાળીમાં કંસાર જમાડી કન્યાને એ જોડ લુગડાં આપી વિદાય કરીશ! આટલુજ મારે કરવું છે.

દુર્બળશાહ આ પ્રમાણે ધર્મદેવનો અભિપ્રાય જાણી, જરા પણ દ્રવ્યની લાલસા નહિ રાખનાર અને કન્યાવિક્રયના દોષથી વિશુદ્ધ રહેનાર સુદૃઢ ટેકવાળા તે ધર્મદત્તને ધન્યવાદ દેવા લાગ્યા. ને પોતે જે ધર્મદત્ત સાથે વાત કરી ને બીજા બ્રાહ્મણો ના સાંભળે તે રીતે શાંતિરામ તથા રળિયાતબાઇને કહી સંભળાવી.

તે પછી દુર્બળશાહ બધી સભામાં આવી સૌના સાંભળતાં બોલ્યા કે, મહારાજ ધર્મદત્ત! ભલે તમારી ઇચ્છાને અમે માન્ય કરીએ છીએ. માટે તમે ખુસીથી પદ્માકરને વાગ્દાન કરો. ને શ્રીફળ તથા રૂપિઓ આપો.

બ્રાહ્મણો—ત્યારે શેઠજી! ન્યાતોનું, શું કર્યું?

દુર્બળશાહ—વરકન્યા પરણ્યા વિના ન્યાતોનું શું કરે ?

તે પછી શુક્લ બ્રાહ્મણને બોલાવી ત્યાંને ત્યાં વાગ્દાનવિધિ પૂર્વક ધર્મદત્તે પદ્માકરને ચાંલ્લો કરી શ્રીફળ ને રૂપીઓ આપ્યાં. ને પછી દુર્બળશાહે પાંચ મણ સાકર મંગાવી ત્યાં સર્વને વહેંચી. ને પછી જ્યોતિષીને પૂછ્યું કે જેમ બને તેમ સમીપ લગ્ન જૂઓ. ત્યારે તે જોશીએ કહ્યું કે જો વરકન્યાનું શુભ ઇચ્છતાં હો તો આજનુંજ લગ્ન સર્વોત્તમ છે, માટે આજે રાત્રિએ વરકન્યા પરણે તો બહુ સુખી થાય. માટે આજ રાત્રિનુંજ લગ્ન સારું છે.

ધર્મદત્ત—જો આજ રાતનુંજ લગ્ન શ્રેષ્ઠ છે, તો મારે હવે બીજો દિવસ ફેરવવો નથી. માટે શેઠજી ! તમે અને શાંતિરામ પાંચ સારા માણસો લઇને મારે ઘેર પદ્માકરને પરણાવવા પધારજો.

દુર્બળશાહ—ભલે. હવે તમે પણ તમારે ઘેર પધારો ને સર્વ લગ્નસાહિત્યો તઇઆર કરી વેળાસર કામ ઉકેલો.

તે પછી ધર્મદત્તે ઘેર આવી, પોતાની સ્ત્રી સુભદ્રાને સર્વ વાત કરી. ને કહ્યું કે આપણા ગામના નગરશેઠ દુર્બળશાહ મને કન્યાદાન નિમિત્ત ત્રણ હજાર રૂપિઆ આપવા આગ્રહ કરતા હતા પણ તેની મેં ચોખ્ખી ના કહી.

સુભદ્રા—ત્રણ હજાર તો શું ત્રણ કરોડ આપે તોય કન્યાવિક્રય નિમિત્તના રૂપિઆ આપણે શું કરવા હતા.

ધર્મદત્ત—પ્રિયા ? હું તો આજનુંજ લગ્ન નિશ્ચય કરી આવ્યો છું ! માટે હવે સર્વ તૈયારી કરો.

સુભદ્રા—આપણે તો બધી તૈયારીજ છે. એમાં શા પાપડ઼ીઆ પલાણવા છે ? દાળ ઓરી છે ચોખા પલાળ્યા છે ને થોડો કંસાર કરવો છે તે કરી નાખીશ. વર આવે એટલે બોલાવો શુક્લને કે આપણી પાસે ગૃહ્યસૂત્રાનુસાર શાસ્ત્રોક્ત વિધિથી કન્યાદાન

દેવરાવે. વરકન્યા પરણી જમીને આજ આપણે ઘેર રહે કાલે ચરુભક્ષણ કરાવી પરમ દી એમને ઘેર વિદાય કરીશું.

ધર્મદત્ત—વરની સાથે પાંચ–સાત જણા આવશે દુર્બળશાહશેઠ પણ આવશે ને શાંતિરામ પણ આવશે.

સુભદ્રા—ભલે આવે, ત્યારે એ બધાં થઇને દસ બાર માણસ થાય તો એટલાંને તો આપણે વગર સંકોચે ત્રણેદિ કંસારનું ભોજન કરી જમાડી શકીશું. મારી પાસેં થોડાક પૈસા મારા બાપે આપેલા તે મારી પાસેં છે.

ધર્મદત્ત—ભલે, ત્યારે એમ કરાય તો તો સારું બીજા તો ઠીક, પણ મારા જેવા રાંકને ઘેર નગરશેઠનો દીકરો દુર્બળશાહ કયાંથી પધારે ? માટે એ તો આપણે નવાઇ જેવુંજ. માટે દુર્બળશાહને આગ્રહ કરી તથા શાંતિરામ પાસે કહેવરાવીને પણ જમાડવા જોઇએ.

સુભદ્રા—ભલે આપની ઇચ્છા પ્રમાણે કરજો.

તે પછી તેને તે દિવસે મંડપસ્થાપન, ગણપતિસ્થાપન, નાદિ શ્રાદ્ધાદિ સર્વ કર્મો તે ધર્મદત્તે કરી લીધાં.

સાંજના સમયે દુર્બળશાહ, શાંતિરામ, અને બીજા ત્રણ ન્યાતના માણસો, એ પાંચ માણસો ને પદ્માકર એટલા છો માણસો ત્યાં આવ્યા. રીત પ્રમાણે સામઇયા કચલવાનો આચાર થયા પછી નાહી ધોઇને વર માંડવે આવ્યો. ત્યારે સુભદ્રાએ પ્રેમથી તેને પોંખી વધાવી માહ્યરામાં લાવીને બેસાર્યો. પછી ધર્મદત્ત ને સુભદ્રા પણ પવિત્ર થઇ કન્યાદાન દેવા બેઠાં. વિધિપૂર્વક વરનું અર્ધ્ય, પાદ્ય, મધુપર્ક પૂજન થયા પછી, ગોત્રોચ્ચાર પૂર્વક નિર્મળાનો હાથ કંકુથી પીળી પદ્માકરના હાથમાં આપી –કન્યાદાન આપી–હસ્તમેળાપ કરાવ્યો. વરમાળા નિર્મળા પાસે પહેરાવી. તે પછી અગ્નિ સ્થાપન કરી લાજા હોમ કર્યો. અગ્નિ ફરતા ચાર મંગળ ફેરા ફેરવ્યા. તે પછી બીજે દિવસે આ-

હણોમાં થતા ચરુભક્ષણનો વિધિ કરાવ્યો. પછી હાથગરણું કરવાનો સમય થયો ત્યારે દુર્બળશાહ શેઠે કન્યા નિર્મળાને ત્રણ હજાર રૂપિઆના વસ્ત્ર સહિત અલંકારો આપ્યા. ને પદ્માકરને બે હજાર રૂપિઆ નું હાથગરણું કર્યું. તે જોઇ સૌ જોનારા આશ્ચર્ય પામી ગયાં. ત્રીજે દિવસે વરકન્યાને ધર્મદત્તે પહેરામણીમા કન્યાને બે જોડ લૂગડાં આપી જમાડી તેમને ઘેર વિદાય કર્યાં. ત્રણે દિવસ વર સાથે આવેલાં જાનનાં પાંચ માણસોને પ્રીતિ પૂર્વક જમાડી છેવટે પોતાની સ્થિતિ કનિષ્ઠ હોવાથી મારાથી કાંઇ બન્યું નથી. એમ કહી સર્વને વિનયથી ને મીઠી વાણીથી બહુ પ્રસન્ન કર્યાં.

તે પછી નિર્મળાને પ્રથમ સાસરે વળાવવાનો સમય થયો ત્યારે સુભદ્રા કે જે નિર્મળાને નાનપણથી ઉછેરી પાલન પોષણ કરી ઉંચી કેળવણી આપનારીછે તેને પોતાની નણંદ કે જે પોતાના અંગથી જન્મેલી પુત્રીના કરતાં અધિક પ્યારીછે, તેને હવે પરકુંટુંબમાં મોલકતાં સંસારની માયાના પ્રતાપે હૃદય ભરાઇ આવ્યુ. આંખમાં આંસુ આવ્યાં. પણ તે નેત્રમાંજ રોકી રાખ્યાં ને તે પોતાની નણંદને કહેવા લાગી કે "મહારાં વહાલાં નિર્મળા બેન ! તમને મારે જે જે શિખામણ દેવી જાઇએ તે પ્રસંગોપાત દઇ મૂકી છે. તમે સર્વ વાતે પ્રવીણ થયાં છો. તો પણ આ હૃદય તમારા સુખની ઉન્નતિ જોવા તલસી રહેલુ છે. માટે આ સમયે પણ કહું-છું કે બેન ! તમારે સાસરે જઇને તમારાં સાસુ રળિયાતબાઇને પોતાની જનિતા સમાન માનજો. આ પંડિત શાંતિરામ કે જે તમારા પતિના ગુરુ છે તેમને તમારા પિતા તથા તેમનાં ધર્મપત્ની વિજયાબેનને માતાથી અધિક માનજો. ને આ શેઠ દુર્બળશાહ જોકે જાતે વૈશ્યછે પણ તે તમારા સ્વામીના સુખમાં તેમની ઉન્નતિ તથા હિત

કરવામાં તત્પર રહેનારા છે, માટે તે તમારા સ્વામીના સન્મિત્ર છે તેમને તમે તમારા મોટા ભાઇ કિંવા જેઠ સરખા સમજી. તેમનું માન જાળવજો. અને બેન ! હું તમને તમારા માટે એક શિખામણ દઉછું કે ગમે તે પ્રકારે તમારા પતિની પ્રીતી મેળવજો. પતિની કૃપા એજ સ્ત્રિઓના સુખનો ચિંતામણિ ગણાય છે.

આજ અર્થને પ્રતિપાદન કરનારું કવિ કુમારદાસ કૃત જાનકીહરણ નાટકમાં સીતાજીને સાસરે સીધાવતાં જનકરાજાએ કેટલાંક બોધ વચનો કહેલાં છે કે,—

**परः प्रकर्षो वपुषः समुन्नति-**
**गुणस्य तातो नृपतिर्नवं वयः ।**
**इतिस्म मा मानिनि मानमागमः**
**पतिप्रसादो ऽ त्तयो हि योषितः ॥**

ભાવાર્થઃ—હે માનિનિ ! તું તારે સાસરે જઇને એવું અભિમાન કરીશ નહિ કે હું ઘણી સુંદર રૂપાળા શરીરવાળી છું; ઉત્તમ ગુણોવાળી છુ; મારો પિતા સમર્થ રાજા છે; ને મારી પૂર્ણ નવી યુવાઅવસ્થા ( જુવાની ) છે; કેમકે સ્ત્રીઓમાં ગમે એવી ગુણસંપતિ હોય તોપણ તેમની ઉન્નતિનું સાધન તો માત્ર પતિની કૃપા એજ છે.

માટે બેન ! ક્યારે પણ તમે તમારા ગુણચાતુર્ય, રૂપ—લાવણ્ય અને યૌવન ( જોબન )નો અભિમાન કરી, તમારા પતિને કે પતિનાં સંબંધીઓને સંતાપશો નહિ. સ્ત્રીઓમાં ગમે તેવા ગુણ, રૂપ, ચતુરાઇ અને યુવાવસ્થા, હોય તોપણ તે કાંઇ પુરુષોની ઉન્નતિ (ચડતી )નું સાધન મનાતું નથી; પણ તેવા ગુણવાળી સ્ત્રીઓના પણ

ખરા સુખનો આધાર તો તેમના પતિઓજ છે. તેવિષે પણ તે જાન-કીહરણ નાટકમાં પૂર્વોક્ત શ્લોકની સાથેજ દર્શાવ્યું છે કે

**स्त्रियो न पुंसामुदयस्य साधनं**
**त एव तासाम विभूति हेतवः ।**
**तडिद्वियुक्तो हि घन प्रकाशमभते**
**विना न मेघं विलसन्ति विद्युतः ॥**

ભાવાર્થઃ—સ્ત્રીઓ કાંઇ પુરુષોની ઉન્નતિ ( ચઢતી )નુ સાધન નથી; પણ પુરુષોજ તેમના સુખ સૌભાગ્ય અને આનંદનાં સાધનો-રૂપ છે. વિજળી વિનાનાં વાદળાં ગગનપટને તો ઘેરીલેછે પણ વા-દળાં વિના વિજળી ચમકારા કરી શકતી નથી.

વળી મિથિલા પતિએ ( જનકે ) વિશેષ શિખામણ દેતાં કહ્યું છે કે:—

**गतापि भर्त्रे परिकोपमायतं**
**गिरः वृथा मा परुषार्थ दीपनी ।**
**कुलस्त्रियो भर्तृजनस्य भर्त्सने**
**परं हि मौनं प्रवदन्ति साधनम् ॥**

ભાવાર્થ.—હે સીતા ! જો કે તું તારા પતિ પર અતિશય કોપે ભરાઈ હોય, તો પણ તેમના સામા ક્યારે પણ કઠિણ શબ્દો બોલીશ નહિ. કુલવાન સ્ત્રીઓ પોતાના પતિને સુધારવાનું સારામાં સારું સાધન માત્ર મૌન( ન બોલવું એ )નેજ માને છે.

**प[illegible] वश्यमवश्यम.[illegible]**
**क[illegible]ोति शिळेन गुणस्पृहं पतिम् ।**

**विनष्ट चारित्र्यगुणा गुणार्जिणः**
**पराभवं भर्तु रुपैति दुस्तरम् ॥**

ભાવાર્થઃ—પતિવ્રતા સ્ત્રી, પોતાના શીલવ્રતના પ્રભાવથી ગુણવાન્ પતિને અવશ્ય પોતાને વશ કરી લે છે. અને દુરાચરણી સ્ત્રીઓ ગુણવાન્ પતિઓથી અત્યંત તિરસ્કારવાળાં અપમાનો પામે છે.

સુભદ્રા—નિર્મળા બેન ! તમને મારે હવે વિશેષમાં શું કહેવુ ? તેના સંબંધમાં સર્વ શિખામણોના સારરૂપ આ નીચેનાં વચનોથી તમે સમજી લેજો.

કાશ્યપમુનિએ જ્યારે શકુંતલાને સાસરે વળાવી ત્યારે પોતે કહ્યું છે કે,—

**शुश्रूषस्व गुरून्कुरु प्रियसखी वृत्तिं सपत्नीजने**
**भर्तु विप्रकृतापि रोषणतया मास्म प्रतीपं गमः ।**
**भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी**
**यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥**

**। शाकुन्तल नाटक ।**

ભાવાર્થઃ—વડિલોની સેવા કરવી; સોકયોની સાથે બેનપણી ભાવે વર્તવું; પોતાના સ્વામીથી કાંઇ અયોગ્ય કામ થયું હોય તો પણ રોષે ભરાઇ તેમના સામાં ન થવું; પોતાં અનુચર વર્ગ (દાસ—દાસીઓ પર મમતા રાખી તેમના ઉપર દયાભાવ રાખવો; અને પોતાના સારા ભાગ્યને યોગે પોતાની ચઢતી જણાય ત્યારે ફૂલાઇ જવું નહિ; પણ ઇશ્વરનો ઉપકાર માની મનને સમભાવમાં રાખવું. જે સ્ત્રીઓ આ પ્રમાણે વર્તે છે તેજ કુલવતી ગૃહિણીઓ (સ્ત્રીઓ) ના નામને

યોગ્ય ગણાયછે. બાકી બીજી તેથી વિપરીત વર્તનારી સ્ત્રીઓ તો કુલને અધોગતિ પમાડનારીઓ કુલના અંગારા રૂપ મનાયછે.

સ્ત્રીઓએ અહર્નિશ પોતાના પ્રાણપતિનેજ અનુસરી ચાલવાનું છે. જેમ શરીરની છાયા શરીરને અનુસરછે, તેમ સ્ત્રીએ નિરંતર પતિના માર્ગનેજ અનુસરવું જોઇએ. તે વિષે કુમારસંભવના ચોથા સર્ગમાં કવિવર કાળીદાસે કહ્યું છે કે.

शशिना सह याति कौमुदी
सह मेघेन तडिद्विलियते ।
प्रमदाः पतिवर्त्मगा इति
प्रतिपन्नं हि विचेतनै रपि ॥

ભાવાર્થ:—ચંદ્રમાની કાંતિ અથવા અજવાળી રાત ચંદ્રની સાથેજ ચાલેછે; અને વિજળી મેઘની સાથેજ પ્રસરે છે; તે પ્રમાણે સ્ત્રી પણ સદા પતિની અનુગામિની ( સાથે ચાલનારી—અનુસરનારી) છે, તે આ ચેતનરહિત જડ વસ્તુઓ પણ સિદ્ધ કરી બતાવે છે.

સુભદ્રા—પ્રિય બેન ! તમારા ભાગ્ય યોગે તમને ગામમા ને ગામમાં સાસરૂં મળ્યું છે, તેથી મને તમારા વિયોગનું વિશેષ દુઃખ તો નહિ થાય. પણ હવે ઘણે ભાગે તમારે પતિને ઘેર વિશેષ રહેવાનુ માટે મને એકલું સોરવશે નહિ ; તેથી તમે તમારા ઘરનું આવશ્યક કામ પરવારી, તમારી સાસુની ને પતિની આજ્ઞા લઇ અહીં આવતાં રહેજો. એ પ્રમાણે કહી પદ્માકર અને નિર્મળાને સજોડે તેમને ઘેર વિદાય કર્યાં. તે પછી બીજે દિવસે પદ્માકરની માતાને દુર્બળશાહે કહ્યું કે, હવે આજે તમે પદ્માકર અને નિર્મળાને સજોડે બેસારી ગૃહશાંતિ કરાવો. કારણ કે ઉતાવળમાં લગ્નક્રિયા સાધવાની હોવાથી તે પ્રથમ

થયું નથી માટે ગૃહશાંતિ કરાવો. ને આજથી ત્રણ દિવસ સુધીની મેં જે ન્યાતો કરવાની કહીછે તે પણ કરી લઇએ.

તે પછી શાંતિરામ અને રળિઆતબાઇએ તે પ્રમાણે કરવાની હા કહી. પછી દુર્બળશાહે ગામના બ્રાહ્મણોને ધર્મદેવના નામથી સહકુટુંબ નિમંત્રણો (નોતરાં) દેવરાવી, શીધુ સામાન મંગાવી, પદ્માકરને ઘેર રસોઇ કરાવી, ત્રણે ન્યાતો કહ્યા પ્રમાણે કરી, બ્રાહ્મણોને જમાડી પ્રસન્ન કર્યા. ત્રીજા દિવસની ન્યાત જમીને બ્રાહ્મણો ઘેર ચાલ્યા ત્યારે દુર્બળશાહે પૂછ્યુ કે, કેમ ભૂદેવો ! હવે આ પદ્માકરનું તે ફોકટનું ફૂલેકું કે સાચું ફૂલેકું ? હવે તમે ફોકટનું ફુલેકું કહેશો કે ?

બ્રાહ્મણો—મહારાજ ! શેઠ સાહેબ ? આપે તો એક ડંકો કરી દીધો. બ્રાહ્મણોને સારી પેઠે જમાડીને તૃપ્ત કર્યા ઇશ્વર ભલું કરશે તમારું. ભલે એક બ્રાહ્મણના દિકરાને ધરમંડો કર્યો, ને લાગલાગટ સામટી ત્રણ ન્યાતો કરી ભયો ભયો કરી દીધુ.

તે પછી તે ન્યાતનું કામ પતિ ગયા પછી દુર્બળશાહે રળિયાતબાઇ પાસે જઇ, તેમના ચરણમાં મસ્તક નમાવી પગે લાગી કહ્યું કે કેમ માજી ! હવે મને ઘેર જવાની આજ્ઞા આપશો ?

રળિયાતબાઇ—દુર્બળશાહ ! મારા દિકરા ! હું તમારો કેટલો કેટલો પાડમાનું ? મારા સંતોષના કારણ ને આ વ્યવહારમાં બુડેલી મને તમે હાથ ઝાલીને તારી છે. તમારા પ્રતાપે હું મારા ધણીની સર્વ પ્રતિજ્ઞા પૂરી કરી શકીછું. માટે ભાઇ તમે સોવર્ષ જીવજો ને ધરડા ડોસા થજો. ને તમારા એકના એકવીસ થજો. જગતમાં મેં ઘણા ઘણા ધનવાનો જોયા પણ તમારા જેવા વિવેકી અને દયાળુ નરવર તો કોઇ વિરલાજ હશે. ઇશ્વિર તમને ઘણાં વર્ષો જીવાડે ને

તમારા ધન સુખમાં દિવસે દિવસે વૃદ્ધિ કરે. બેટા! દુર્બળશાહ! આ એક ઘરડી અને રંક રળિયાતની એટલી એક આશા છે કે, જ્યાં સુધી તમે આ ગામમાં હો ત્યાં સુધી પ્રતિદિન દિવસમાં એકવાર તમારે મને તમારું મો બતાવવું. મારે એકજ દીકરો હતો પણ હવે તો પોતાના દિકરા પદ્માકર કરતાં પણ અધિક મે મારા દુઃખમાં ભાગ કરનાર મારા મોટા દિકરાને ઠેકાણે તમને માન્યા છે.

દુર્બળશાહ—માજી! આપ પણ વૃદ્ધ અને તેમાં પણ બ્રાહ્મણ કુળનાં વૃદ્ધછો, માટે તમને હું પણ મારાં માતા તરીખે માનીને પ્રતિદિન તમારાં દિવસમાં એકવાર દર્શન લઇશ. ગામમાં હોઇશ ત્યાં સુધી હું તમારાં દર્શન લીધા વિના ભોજન કરીશ નહિ. એમ કહી દુર્બળશાહ પોતાને ઘેર ગયા.

તે પછી તે કૃતજ્ઞ ( નિમકહલાલ ) રળિયાતબાઇ તે દુર્બળશાહને પોતાના હૃદયના એક વિશ્રામસ્થાન માની, તેના ઉપકારનું અખંડ સ્મરણ કર્યા કરતાં હતાં. ને એવી આશા રાખતાં હતાં કે મને પણ એણે કરેલા ઉપકારનો બદલો વાળવાનો સમય ઇશ્વર ક્યારે આપે?

દુર્બળશાહ પ્રતિદિન રળિયાતબાઇ પાસે આવી તેમનાં દર્શન લઇ, રળિયાત બાઇને પૂછે કે, ' કહો માજી! મારા જેવી કાંઇ કામસેવા હોય તો આજ્ઞા કરો, ત્યારે રળિયાત કાંઇ વાત કરવી હોયતો કરે. કાંઇ વાર પર્વણી કે સારું ટાણું હોય તો દુર્બળશાહને પ્રીતિપૂર્વક ઘણા આગ્રહથી ભોજન કરાવે ને પછી તેના સર્વ શરીરે સારાં આશીર્વચનો બોલી હાથ ફેરવી તેને પોતાના કામે જવા આજ્ઞા આપતાં હતાં. જેથી રળિયાત બાઇએ તો તેના વિષે સાચોજ પુત્રભાવ સ્થાપ્યો. કોઇ કોઇ વારતો પદ્માકર કોઇ સારી સસ્તી વસ્તુ ખાવા જેવી લાવે, તો તે રળિયાતબાઇ પોતે પહેલો ભાગ દુર્બળ-

શાહનો રાખી, પોતાના દિકરાને તથા વહુને આપતાં. આટલો બધો રખિયાતનો સ્નેહ દુર્બળશાહ ઉપર વધી ગયેલો હતો.

ધર્મદત્ત અને સુભદ્રાએ, શુદ્ધ બુદ્ધિથી નિષ્કામપણે પદ્માકરને નિર્મળાનું કન્યાદાન આપ્યું. તે પુણ્યથી ધર્મદત્તને દારિદ્ર કષ્ટ ભોગવાવનારું ને સુભદ્રાને વંધ્યત્વ દુઃખ ભોગવાવનારું જે પૂર્વનું પાપકર્મ હતું તે નિવારણ થઇ ગયું; જેથી તેમને ઘેર અલૌકિક ચમત્કાર દેખાયો કે, જેમ દશરથ રાજાએ ઋષ્યશૃંગ મુનિને શાંતા નામની કન્યાનું દાન આપ્યું તેથી જેમ કૌશલ્યાનું વંધ્યત્વ નિવારણ થયું ને રઘુનંદન ( શ્રીરામચંદ્રજી ) જેવા ઉત્તમ પુત્રનું સુખ પામ્યાં, તેમ આ ધર્મદત્ત અને સુભદ્રાએ પણ નિમર્ળાનું કન્યાદાન આપ્યુ તેથી સુભદ્રાને ચઢતીના દિવસો જણાયા; ને ધર્મદત્તે તેમને ક્રમે પુંસવન સીમંતાદિ સંસ્કારો કર્યા. ને પૂરા નવ માસ થઇ જતાં એક પુત્ર રત્નનો સુભદ્રાને પ્રસવ થયો. જેથી તે બન્ને દંપતિ તે પવિત્ર પાત્ર પદ્માકરને શુદ્ધ બુદ્ધિથી કન્યાદાન આપ્યાનું ફળજ માનવા લાગ્યાં. પુત્રના જન્મ પછી બીજા માસમાં અકસ્માત એવો બનાવ બન્યો કે એક દિવસ તે ધર્મદત્તના બાપની સાંવત્સરીની તિથિ આવી તેથી તે પોતાના પિતાનું સાંવત્સરિક શ્રાદ્ધ કરી, ગાય અને કૂતરાના ભાગનું અન્ન ગાય તથા કૂતરાંને નંખાવી પોતે છાપરાપર ખીર અને રોટલીના બટકાં એક વાટકામાં લઈ વાય્સાન્ન ( વાશ ) નાંખવા બહાર આવ્યો ને જેવું તેણે અપસવ્યપૂર્વક સંકલ્પ કરી ' **યમોऽसि** ' એ મંત્ર ભણી, વાયસાન્ન ( વાશ ) છાપરા ઉપર નાંખ્યું કે તુરત એક સમળી, કોઇ દૂર દેશમાંથી કોઇ રાજા અને રાણી અજવાળી રાતે પોતાના મહેલની અગાશીમાં રહી ભોગવિલાસ કરતાં હશે, તે સમયે મદિરાના નિશામાં રાણીએ પોતાના ગળામાંથી લીલમનો હાર કાઢીને પોતાના સમીપમાં તે અગાશીમાં મૂકયો હશે, ને પ્રાતઃકાળ થતાં તે

રાજા ને રાણી ઉઠી ગયાં હશે ત્યાં તે હાર રાણીની ભૂલથી પડી રહેલો હતો. તે જ્યારે પૂરો તડકો થયો ને સમળીઓ આકાશે ચઢી ત્યારે એક સમળીના જોવામાં આવ્યો તેથી તેણે તો મૂએલું સાપોલીયું જાણી ત્યાં આવી સાપોલીયા ને બદલે તે રાણીનો હાર ચાંચમાં લઇને ઉડી ગઇ. તે ઉડતાં ઉડતાં આ ધર્મદત્તે જે છાપરાપર વાયસાન્ન ( વાશ ) નાંખ્યું તેમાંનાં રોટલીનાં બટકાં તથા ખીર પર તે સમળીની દૃષ્ટિ ( નજર ) પડી તેથી ત્યાં આવીને પોતાની ચાંચનો હાર ખાઇ શકાય એમ નથી એવુ તેના સમજવામાં આવવાથી, ચાંચમાંના હારસહિત આકાશમાંથી નીચે આવીને તે નીલમહાર ધર્મદત્તના છાપરાપર નાંખ્યો. ને રોટલીનું બચકું લઇને ઉડી આકાશમાં ચઢી ગઇ. હાર છાપરાનાં નળિયા પર પડયો તેના ખખડાટથી ધર્મદત્તે કોઇ ચળકાટવાળી વસ્તુ દીઠી, તેથી નીસરણી મૂકી છાપરે ચઢી તે હાર ઉતારી લઇ પોતાના ઘરમાં ગયો. ને આ વાત પોતાની સ્ત્રી સુભદ્રાને કહી સંભળાવી. ત્યારે તે બાઇએ કહ્યું કે, પ્રભુની અકળ કળા છે, રાજાને રંક કરે છે, ને રંકને રાજા કરે છે. સંપત્તિનુ આવવું અને જવુ એ બધો માયાનો વિલાસ છે.

તે પછી ધર્મદત્તે સાંવત્સરિક શ્રાદ્ધમા યથા શક્તિ ત્રણ બ્રાહ્મણ અને નિર્મળા તથા પદ્માકરને ભોજનનું નિમંત્રણ કર્યું હતુ; તેથી તે સર્વને જમાડી પોતે અને સુભદ્રા પણ જમ્યાં. પછી નિવૃત્તિથી જ્યારે સૌ જમીને પોત પોતાને ઘેર ગયાં ત્યારે ધર્મદતે પોતાને પ્રાપ્ત થયેલો નીલમહાર સુભદ્રાને બતાવ્યો. ત્યારે તેણે જોઇને કહ્યું કે હે સ્વામી આ હાર આપણને શ્રીપરમેશ્વની કૃપાથી મળ્યો છે. અને તે મહાન્ દયાળુની આપણા પર કૃપા થવાનું કારણ તમારો ધર્મપરનો પ્રેમ, દ્રવ્યથી મોહ ન પામીને શુદ્ધભાવથી નિષ્કામપણે નિર્મળા બેનનું ચોખ્ખા રહીને કન્યાદાન દીધું તેનું આ પુન્ય, તથા

તમે કરેલા નિશ્ચયથી ડગ્યા નહિ તે સુદૃઢ ટેકનું આ ફળ. આપણા ઘરમાં પ્રજાની અને દ્રવ્યની બે મોટામાં મોટી ન્યૂનતા હતી, તે શ્રી હરીએ પુરી પાડી. માટે એમાં આપણે બન્નેએ તે વિશ્વનિયંતાનો ઉપકાર માની તેના સ્મરણ ધ્યાનમાં તલ્લિન થવું, એ આપણું હવે મુખ્ય કામ છે. હે પ્રાણનાથ! જે પવિત્ર અને સ્વધર્મનિષ્ઠ પુરુષો લક્ષ્મીની સ્પૃહાનો ત્યાગ કરી પોતાના ધર્મકર્તવ્ય પરાયણ રહે છે, તેમની પાસે લક્ષ્મી પોતાની સ્પૃહા નથી કરતા છતાં પણ જાય છે. ને જે પોતાની સ્પૃહા કરે છે ને નિરંતર ઇચ્છે છે, તેનાથી તે દૂરમાં દૂર રહે છે.

હે પ્રિય ! હવે તમે જ્યારે તમને અનુકુળતા હોય ત્યારે દુર્બળશાહ શેઠને આપણે ઘેર બોલાવી લાવજો. એટલે આપણે આ બનેલી વાત તેમને કહીને આ હારનું મૂલ્ય કરાવીશું. કારણ કે મને એ હાર જોતાં એમ લાગે છે કે એ કાંઇ સાધારણ ગૃહસ્થોના ઘરનો અલંકાર નથી; પણ કોઈ રાજાની રાણીના કંઠનો આ નીલમ હાર છે, ને તેનું મૂલ્ય પણ વધારે હશે. માટે જો તે ઘેર રાખી મુકીએ તો ફક્ત તે ઘરમાં છાનોમાનો રાખીજ મેલવો પડે પણ મારાથી તે કાંઇ પહેરાય નહિ. માટે દુર્બળશાહનો અભિપ્રાય મેળવીને જેમ આપની ઇચ્છા હશે તેમ કરીશું.

પછી તે ધર્મદત્ત બીજે દીવસે દુર્બળશાહને પોતાને ઘેર બોલાવી લાવ્યો. પછી તે ધર્મદત્ત અને સુભદ્રા બન્ને જણાંએ પાસે આવી, પોતાને તે શી રીતે પ્રાપ્ત થયો એ વિષેની યથાસ્થિત ( જેવી હતી તેવી ) વાત કરીને પેલો નીલમહાર જોવા માટે દુર્બળશાહના હાથમાં આપ્યો. તે જોઇ દુર્બળશાહતો ચકિત થઇ ગયા. ને મનમાં ઘણોજ આનંદ પામ્યા. તે જોઇને ધર્મદત્તે પુછ્યું કે કેમ શેઠજી! આપને આવડો બધો હર્ષ થયો.

દુર્બળશાહ—ભૂદેવ ! મને આજે આ વિશ્વના ધણીનો મહિમા સમજાયો; તેથી મારા હૃદયમાં અનવધિ આનંદ ઉભરાયો છે.

સુભદ્રા—(હસતા મુખે) કેમ શેઠજી એમ ! આપને વિશ્વપતિનો મહિમા કેવી રીતે સમજાયો ?

દુર્બળશાહ—દેવી ! તમે અને તમારા સ્વામી જેવાં ધર્મનિષ્ઠાવાળાં છો તે ધર્મનિષ્ઠાનુ ફળ તમને પ્રભુએ આપ્યું. તમારા પતિ ધર્મદત્તને મે બેનના લગ્ન સંબંધના પ્રસંગમાં ત્રણ હજાર રૂપીઆ આપવા ઘણો આગ્રહ કરીને સમજાવ્યા; તો પણ તે નિઃસ્વાર્થ કન્યાદાન આપવાના ટેકથી પ્રચળિત થયા નહિ. તો તમારા જેવાં સુપાત્રોના તો ચરણમાં લક્ષ્મી આળોટે છે તમને આજ સુધી ઈશ્વરે પ્રજા ને પૈસાથી વિખૂટાં રાખ્યાં હતાં, તે તમને દીર્ઘકાળ ભોગવાય એવું મોટું સુખ આપવાને સારુંજ. એ વાત નિશ્ચય છે કે ક્યારે પણ વિષ અમૃત થતું નથી; ને અમૃત વિષ પણ થતુ નથી માટે સારું કરનારનું સારુંજ થાય છે ને નઠારું કરનારનું નઠારુંજ થાય છે. ક્યારે પણ પુણ્ય તથા સુકૃતિનું ફળ દુઃખ હોતુ નથી. માટે જગત્માં પ્રભુપરાયણ માણસો, ધર્મનિષ્ઠ માણસો, વ્યવહાર દૃષ્ટિથી હલકાં, દુખી અને તુચ્છ જણાતાં હોય તથાપિ તે ઉંચાં, સુખી અને શ્રેષ્ઠજ છે. અને ઇશ્વર વિમુખ તથા અધર્મ અનિતીમાં આસક્ત રહેનારા નાસ્તિકો વ્યવહાર પક્ષે ઉંચા, ભારે વિભોગી ને સુખી દેખાતા હોય તો પણ તેઓ ખરેખરા હલકા તુચ્છ ને મહા દુઃખીજ છે.

દુર્બળશાહ—હે ધર્મનિષ્ઠ દંપતી ! મારુ હૃદય તમને વારં વાર ધન્યવાદ દેછે કે તમે અત્યંત નિષ્કિંચન ( નિર્ધન ) સ્થિતિમાં રહીને પણ અનીતિ માર્ગના પૈસા લેવા જરા પણ ડગ્યાં નહિ, આ હાર તમને ભલે મળ્યો કૃપાધન પરમાત્માએજ પ્રસન્ન થઇને તમને આપ્યો છે. એ હારનું મૂલ્ય સવાલાખ રૂપીઆ છે. છતાં તમે જો

તેને છુટો કરી તેમાંનાં રત્નો વેચવા જાઓ તો તમને પાંચ દસ હજાર રૂપીઆ ઓછામાં ઓછા મળે ને તમે જો આમને આમ મને વેચાતો આપો તો હું તમને પૂરે પૂરા સવાલાખ રૂપીઆ આપું; ને હું તો તે તમારી પાસેથી લઇને કોઈ રાજ્યમાં વેચીશ તો પાંચ દસ હજાર રૂપિઆ સવાલાખ ઉપરાંત લાભ (નફા)ના મળશે માટે જેમ તમારી બન્નેની પ્રસન્નતા હોય તેમ કરો

સુભદ્રા—શેઠજી ! એ હાર અમે ઘેર રાખીને શું કરીએ ? માટે તમને પાંચ દસ હજાર રૂપીઆનો લાભ મળતો હોય તો ભલે તે તમે અમારી પાસેથી વેચાતો રાખી લ્યો; ને અમને સવાલાખ રૂપીઆ આપો અમારે સવાલાખ રૂપીઆ બધાય રોકડા જોઇતા નથી. એક લાખ ને પંનર હજાર રૂપીઆની ચોખ્ખા સોનાની પાટો આપો ; ને દશ હજાર રૂપીઆ રોકડા આપો. કારણ કે અમે આજ સુધી નિર્ધન અવસ્થામા ઘણો સંકોચ ભોગવી કષ્ટ અનુભવ્યુંછે; ને હવે જ્યારે ઇશ્વરે આપ્યું ત્યારે તેમાંથી કાંઇક ધર્મમાર્ગે વપરાય, કાંઇક ઉપભોગ થાય ને મારી પાસે જે કાંઈ સૌભાગ્ય અંલકારો હતા તેતો બધા નિર્મળાબેનને કન્યાદાનમાં પહેરાવી દીધા માટે તે પણ કરાવી લેવાય. ને સોનું છે તે સાચવીને સંઘરી રાખીશું માટે તે પ્રમાણે આપ વ્યવસ્થા કરી આપો

દુર્બળશાહે કહ્યુ કે ભલે ને પ્રમાણે તમને બધું લાવી આપુ છું. પછી તે દ્વિજદંપતીની આજ્ઞા લઈ દુર્બળશાહ ઘેર ગયા; ને એક લાખ ને પંનર હજારની સોનાની પાટો ને બીજા દશ હજાર રૂપીઆ પોતાને ઘેરથી બીજા અનુચરો ( ચાકરો ) પાસે લેવરાવી ધર્મદત્તને ઘેર આવ્યા, ને તેમને સવાલાખ રૂપિઆનો અવેજ સોંપીને તે હાર લઇ પોતાને ઘેર ગયા. તે પછી તે બન્ને દંપતીએ તેની પોતાને ગમતી યોગ્ય વ્યવસ્થા કરી.

તે પછી બીજા દિવસે તેજ ગામના રાજાને ત્યાંથી દુર્બળશાહને તેડું આવ્યુ. દુર્બળશાહ રાજાપાસે ગયા ત્યારે તેમને રાજાએ કહ્યું કે, મારે મુખ્ય પટ્ટરાણીને સારું નીલમહાર જોઇએછિએ, માટે તે થોડા દિવસમાં તઈઆર કરાવી આપો. કારણ કે આજથી આઠમે દિવસે મારી વર્ષગાંઠનો મહોત્સવ છે, તે ઉપર રાણીજીને પહેરવાની હોંશ છે માટે ઉતાવળથી તૈયાર કરાવી આપો. એ પ્રમાણે રાજાનું કહેવુ થતાં દુર્બળશાહે કહ્યુ કે હમણાં મારી પાસે એક નીલમહાર કોઈ ગૃહસ્થને ત્યાંથી આવેલો છે, જો રાણીજીને ગમે તો તે રાખીલ્યો. ને તૈયાર કરાવતાં આઠ દિવસમાં બની શકશે નહિ. તે સાંભળી રાજાએ કહ્યુ કે એમ હોય તો તે હાર જોવા સારુ મંગાવી આપો, રાણીજીને દેખાડીએ, ને તેમને તે ગમતો હોય તો તેજ રાખી લઇએ. પછી દુર્બળશાહે તે હાર મંગાવી રાણીજીને દેખાડવા માટે રાજાના હાથમાં આપ્યો; તેથી રાજાએ તે હાર લઇ રાણીજીને જોવા માટે પોતાની દાસી સાથે મોકલ્યો. તે હાર જોઈ રાણીજી ઘણુંજ પ્રસન્ન થયા. ને દાસી સાથે રાજાને સંદેશો કહેવરાવ્યો કે આવોજ હાર મારે માટે તૈયાર કરાવા; પણ જો આજ વેચાતો મળતો હોય તો મારે માટે હમણાંને હમણાં તેનું મૂલ્ય આપીને રાખી લ્યો. મને તે સારી રીતે ગમ્યો છે.

પછી રાજાએ તુરતજ કહ્યુ કે શેઠજી આ હારનુ શું મૂલ્ય થાય છે ? તમારા ઘરમાં કેટલે રૂપીએ પડયો છે ? ને એના ઉપર શો લાભ (નફો) લેવો છે ? તે કહો. ત્યારે દુર્બળશાહે કહ્યું કે એ હાર મને સવાલાખ રૂપીએ ઘરમાં પડયો છે, ને દશહજાર રૂપીઆ તે ઉપર લાભ (નફો) લેવા ધાર્યો છે; માટે આપને જોઇતો હોય તો એકલાખને પાંતરીશ હજાર રૂપીઆ મને આપો; ને હાર જોઇએ તો રાખી લ્યો.' એ વાત રાજાને અને પ્રધાનને ગમી તેથી રાજાએ પો-

તાના પ્રધાનને આજ્ઞા કરી કે દુર્બળશાહને એકલાખ ને પાંતરીશ હજાર રૂપીઆ અપાવીદ્યો. ને હાર રાણીજી માટે રાખી લીધો છે. તે પછી પ્રધાને દુર્બળશાહને રાજાની આજ્ઞા પ્રમાણે એક લાખ ને પાંત્રીશ હજાર રૂપીઆ અપાવી દીધા. એટલે દુર્બળશાહે પોતાને ઘેર આવી વ્યાપારીઓની રીત પ્રમાણે ચોપડે તેનું નામું લખ્યુ કે, અમુક દિવસે એક લાખ ને પચીશ હજારે માલ ખરીદ્યો; ને અમુક દિવસે એક લાખ ને પાત્રીશ હજારે તે વેચ્યો; ને તેમાંથી દશ હજાર રૂપીઆનો લાભ ( નફો ) રહ્યો

તે પછી બીજેજ દિવસે પરદેશથી દુર્બળશાહનો પિતા કપૂરચંદ આવ્યા. ઘણા દિવસે પોતાનો પિતા પરદેશથી આવ્યા; એમ જાણી દુર્બળશાહે જઇ તેમના ચરણમાં પોતાનું માથું નમાવી પ્રણામ કર્યો. પછી તેમને કુશળ સમાચાર પૂછ્યા.

દૂર્બળશાહ—કેમ પીતાજી ! આપ કુશળ કલ્યાણછો ? આપની શરીર પ્રકૃતિતો સારી છેને ?

કપૂરચંદ—હા ભાઇ, હજુ સુધીતો સારી છે; તું સારોકે ? અહી બધાં ખુશીમાં છે ?

દૂર્બળશાહ—જી ! હા, અહીં પણ સૌ મજામાં છે.

તે પછી કપૂરચંદ ઘરમાં આવી દીવાળીબાઇ ( દુર્બળશાહની મા ) અને બીજા દીકરાઓને મળ્યા. ને તે પછી બીજાં આડોશી પાડોશી, સગાં સંબંધી અને બીજા મોટા વ્યાપારીઓને પણ મળ્યા. વળતી ભોજન આદિ સર્વ કામોથી પરવારી, શેઠે દુર્બળશાહના હાથનો જે વ્યાપારસંબંધી વહીવટ હતો તે બધો ચોપડાઓમાં ( ઉબળેકીયું ) જોયું, ખાતાવહી જોઇ, અને તે પછી ઘરખરચ ખતાનો ચોપડો જોયો તેમાં રૂપીઆ સાડાપાંચ હજાર દુર્બળશાહના હાથે ધર્માદામાં વપરાયા તે વાંચવામાં આવ્યુ. જે પાંચ હજાર રૂપિઆ પક્ષા-

કર અને નિર્મળાના નિમિત્ત વાપર્યા તે તથા ત્રણુ ન્યાતો બ્રાહ્મણુની કરી આપી તેના રૂપીઆ પાંચસે થયા તે મળી રૂપીઆ સાડી પાંચ હજારની મોટી રકમ ઉધાર બાજુએ જોઈ, ને તેના મથાળામાં ધર્માદાનું નામ વાંચ્યું; જેથી શેઠને એમ સમજાયુ કે તે રકમ જો કોઇ માણુસના નામપર ઉધરેલી જોવામાં આવત તો તો જાણે કે તે જ્યારે ત્યારે પણુ પાછી આવવાની માટે તેનો કાંઇ લાંબો ખેદ નહિ. પણુ જે રકમ ધર્માદામાં વપરાઇ તે તો આ જન્મે પાછી મળવાની નહિ, તેથી કપૂરચંદ શેઠનું તો રોમ રોમ પિત્ત ઉછળી ગયું એકાએક શરીર ક્રોધના આવેશમાં આવી ગયું, આંખો લાલ થઇ હોઠ ધ્રુજવા લાગ્યા, ને ઓચિંતી શરીરમાં અસ્વસ્થતા આવવાથી ગાદી ઉપર ઢળી પડયા. ત્યારે દુર્બળશાહે કહ્યુ કે, પિતાજી ! પિતાજી ! આ અકસ્માત્ આપને શું થઈ ગયું? વૈદ્યને બોલાવીશું? આપને શું થાય છે?

કપૂરચંદ—'તારું કપાળ, દિના ઉઠેલ, વૈદને શું કરવો છે?'

દુર્બળશાહ—મારો એવો શો અપરાધ આપના સમજવામા આવ્યો? મે આપનાથી શું વિપરીત કામ કર્યું છે?

કપૂરચંદ—લે, લે, ફોડ તારી આંખો. આ શી માંકણુ મારીછે! સાડા પાંચ હજાર રૂપીઆ જેવી રકમ કેને ધીરી બેઠો છુ.?

દુર્બળશાહ—એ તો કોઇને ધીરી નથી; પણુ મે ધર્મખાતે વાવરી છે.

કપૂરચંદ—કાંઈ પેદા કરતાં પરશેવો ઉતર્યો તો? તે વાવરી બેઠો? એવો ડાહ્યલો તને કોણે કર્યો તો? તે મારા છોકરાઓને ભીખ માગતા કર્યા?

દુર્બળશાહ—પીતાજી તમારા જેવા મોટા ધનવાન કે જેમની પાસે દોડ બે કરોડ રૂપીઆની મુડી છે, એવા સમર્થ ધનવાનને ત્યાં

સાડા પાંચ હજાર રૂપીઆની સંખ્યા ધર્માદામાં વપરાઇ તેમાં આવડો બધો! ખેદ થાય એ શું આપને યોગ્ય છે ?

કપૂરચંદ—ના ભાઇ ના, હું એવા ધર્માદામાં નથી સમજતો; કાચાં, પોચાં, વેમી, ભોળા દીલનાં ભગતડાં ધરમ–કરમમાં સમજે. જગતમાં સાચા દેવ મારે તો નાણું; તુરત કામ સિદ્ધ કરે એવા દેવ તો પૈસો છે. પ્રત્યક્ષ દેવને મૂકી, પરોક્ષ દેવને ક્યાં ભજવા જાઉં ? મારે તો નાણું એજ મારા પરમેશ્વર, ને સાચા દેવ છે. જગતમાં પણ કાંઇ પૈસા વાવર્યે વડાઇ નથી. ઘરમાં કાંઇ જીવ ( પૈસો ) હોય તો આખું જગત આપકું થઇને રહે. ને પૈસો ખુટી જાય તો તરખલાથી પણ હલકા ગણાઇએ. ભાઇ ! તારી પેઠે જો મે ધર્માદા કરવા માંડ્યો હોત તો તો મારી પાસે જે દોઢ બે કરોડની મૂડી થઇ છે તે થવા ના પામત. મારા ઘરડાઓ તો કરતાં ગામોમાં કોથળો ફેરવતા. ને મે પણ મહા દુઃખે મરવું ને રોટલો ખાઇનેજ આટલી મુડી કરી છે. માટે ભાઈ! આપણે તો વાણીઆ, વાણીમાં લૂટે, એવા થવું જોઇએ. હું પરમેશ્વરને કે ધર્મને ઓળખતો નથી. કારણ કે તે તો કાંઇ આંખે દેખાતા નથી. ને આ પૈસો તો પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ. જેની પાસે પૈસો છે તે સર્વ વાતે સુખી છે; ને જે પૈસા વિનાનો છે તેજ નિર્ભાગી ને દુઃખી છે.

દુર્બળશાહ—હે શિરછત્ર પિતાજી ! પૈસો તો વિનાશી વસ્તુરૂપ છે, પૈસાવાળા તો ઘણાય પુરુષો પગ ઘસતા મરી ગયા; પણ નાણું કોઇનું કોઇ સાથે ગયું સાંભળ્યું છે ? મોટા ચક્રવર્તિ રાજાઓ પણ તેને મેલી મેલીને ગયા છે. આપે ઘણાં ઘણાં શાસ્ત્રો વાચ્યાં હશે, સાંભળ્યાં હશે, કોઇ વિદ્વાન બ્રાહ્મણો કે સારા સંત પુરુષોનો આપે સત્સંગ પણ કર્યો હશે. છતાં આપ આવું કુતર્કીઓ–નાસ્તિકો અને અધર્મી માણસો બોલે એવું બોલો છો, તે

આપને ઘટતું નથી. પ્રત્યેક માણસને પ્રતિવર્ષે જે જે કાંઇ ઉત્પન્ન થાય તેમાંથી તેણે દશાંશ, ષષ્ઠાંશ કે શતાંશ જેટલો પણ ધર્માદો કરવો જોઇએ. એવો વ્યાપારીઓમાં પણ જૂનો ચાલ જોવામાં આવે છે. માત્ર આપના વ્યાપારમાંજ કોઇ સ્થળે મે ધર્મનું નામ જોયું નથી. પીતાજી ! આ તો આપ પૂર્વજન્મના વિશાળ પુન્યવાળા છો, તે પુન્ય પહોંચવાથીજ આપનું દ્રવ્ય આજ સુધી સુરક્ષિત રહ્યું છે. નહિ તો પગ કરીને કયારનુંય ચાલ્યું ગયું હોત. દાન, પુન્ય કરવાથીજ પેદા કરેલું વિત્ત શુદ્ધ થાય છે. દશાંશ, ષષ્ઠાંશની વાત તો કોરે રહી પણ શતાંશ—રૂપીએ એક દોકડા જેટલુંય વાપરવુ કે નહી ? તમારું વાર્ષિક ઉત્પન્ન પાંચ સાડાપાંચ લાખનું છે, તેથી રૂપિએ દોકડા પ્રમાણે શતાંશ ભાગ ગણતાં સાડા પાંચ હજાર રૂપીઆ થાય માટે મેં એકજ વર્ષનો ધર્માદો વાપર્યો છે; ને હવેથી આપ પોતાને હાથે પ્રતિ વર્ષે તે પ્રમાણે ધર્માદો વાપરવા માટે નિશ્ચય કરો. આપ જે હાથે કરશો તેજ પામશો. એમાં કાંઇ કોઇને આપી દેવાનું નથી. ધર્મમાર્ગે જે ધન વપરાય તે વાપરનારનાજ સુખનો હેતુ થાય છે, છતી સમૃદ્ધિએ જે ધર્મમાર્ગે ના વાપરે તેને અંતે પશ્ચાત્તાપ કરવો પડે છે. વળી દીર્ઘ વિચારથી જોશો તો બીજા વ્યાપારીઓ કરતાં તમારો વિશેષ જે ઉત્કર્ષ જોવામાં આવે છે તેનો હેતુ પણ તમે પૂર્વ જન્મમાં કરેલું પુણ્યજ છે. જે શ્રદ્ધાપૂર્વક દાન પુણ્ય ને પરોપકાર કરે છે તેનું ફળ તેને બીજા અવતારમાં પ્રાપ્ત થાય છે. આ તમને જે મોટી સંપત્તિ પ્રાપ્ત થઈ છે તેનું કારણ તમે ગયા જન્મમાં જે ધર્મમાર્ગે વાપરેલું છે તેનુંજ ફળ તમે ભોગવોછો. ને આ બીજા જે નિર્ધન ગરીબ અને ભિક્ષુકો નિરાધાર જેવાં જોવામાં આવે છે, તેમણે કાંઇ નહિ કરેલું હોવાથીજ તેમને આપણે ઘણાં દુ:ખી ને દીન જોઇએ છિએ, માટે પિતાજી ! હવે તો આપની ઉત્તર અવસ્થા થવા આવી

માટે હૃદયમાં સુવિચાર દ્વારા સદ્ધર્મને સ્થાપો.

કપૂરચંદ—એતો બધુ ઠીક, પણ મારા સાડાપાંચ હજાર રૂપિઆનો જવાબ દે; નહિ તો જેને આપ્યા હોય તેનું નામ દે.

દુર્બળશાહ—[ જો હું આમને બનેલી વાત કહીશ તો બિચારા પદ્માકરને ને રળિયાતબાઇને ઘેર જઇ મોટો ક્લેશ કરશે. કાં શાંતિરામને ત્યાં જઇ પજવશે, માટે જે બન્યું તે ખરું હવે એમને તો યથાર્થ જવાબ દેવામાં સારો પરિણામ આવવાનો નથી. બીજી રીતે તેમનું મન શાંત પાડું; એવો વિચાર કરીને બોલ્યા કે, ] પિતાજી ! એ રૂપિઆ તો મે મારા હાથે મારા કાર્ય માટેજ વાપર્યા છે. માટે આપ જ્યારે મજીઆરો વહેંચો ત્યારે મારા ભાગમાંથી સાડાપાંચ હજાર વાળી રાખજો, મેં તો સાડાપાંચ હજાર મારા હાથે ધર્મ-નિમિત્ત વાપર્યા છે, કોઈ એક માણસને ધીર્યા નથી કે ત્યાં જઇ આપ ઉઘરાણી કરો.

કપૂરચંદ—તારા કપાળમા ડામ, તને મજીઆરામાં ભાગ આપવાનોજ નથી; ગમે તેમ કર્ય પણ મારા સાડાપાંચ હજાર રૂપીઆ લાવ્ય. સાડાપાંચ હજાર રૂપીઆનો જવાબ દીધા વિના તારે મારા ઘરમા રહેવુ નહીં. મારે ઘેર રહીને તુ તો મારા કુટુંબને ભિખ માગતુ કરું; માટે મારે ઘેરથી તું જતો રહે. આટલો બધો દેશ છે, માટે ગમે ત્યાં જા; પણ મારા ઘરમાં તું નહીં. જા, તારે ફાવે ત્યાં રખડી ખા; પણ મારા ઘરમાં તુ નહીં. મારે પાંચ દિકરા છે તે જાણીશ કે ચારજ હતા; પણ તુંતો અહીંથી ટળ્ય. મારા મો આગળથી દીસ્તો રહે જા. એ પ્રમાણે કહી કપૂરચંદ તો ભારે ક્લેશમાં ઉતરી ગયા.

દુળર્બશાહ—મારા શિરછત્ર પૂજ્ય પિતાજી ! મારાથી આપનો અપરાધ થયો છે, માટે આપની આજ્ઞા હું શિરોધાર્ય સમ-

જ્યોછું. હું જ્યાં સુધી સાડાપાંચ હજાર રૂપીઆની રકમ આપના ચરણમાં નહિ ધરું, ત્યાં સુધી હું અવશ્ય આપના ઘરમાં નહિ રહું. માટે ક્ષમા કરો અને હું જે કાંઇ મારો પુત્રધર્મ બજાવતાં આપને વિનંતી કરું તે કૃપા કરી સાંભળશો. કેટલાક દ્રવ્ય વિનાના વિદ્વાન પુરુષોએ કહ્યું છે કેઃ—

**त्यागभोग वि निन धनेन धनिनो यदि ।**
**भवामः किं न तेनैव धनेन धनिनो वयम् ॥**

ભાવાર્થઃ—જે ધનથી, દાન કે ઉપભોગ કરાતો નથી, એવા માત્ર એકલા જોવામાત્ર ધનથી જો ધનવાન્ થવાતું હોય, તો અમારી દૃષ્ટિએ પડેલાં કૃપણોના ધનથી અમે પણ ધનવાનજ છીએ.

માટે દાન–ભોગ વિનાના ધનથી જે ધનવાન્પણું ગણાય છે, તેતો કેવળ કહેવા માત્રજ છે; અને જેમનાથી છતા ધને દાન કે ઉપભોગ કરી શકતો નથી તેવા પુરુષો આ જગતમાં જીવતાં મૂવેલા જેવાજ છે.

**दानोपभोगर ता दिवसा यस्य यान्ति वै ।**
**स लोहकारभस्त्रेव श्वस पे न जीवति ॥**

ભાવાર્થઃ—જે ધનવાનના દિવસો દાન કે ઉપભોગ વિનાના ખાલી જાય છે, તે માણસ લુહારની ધમણની પેઠે શ્વાસ લેતો છતાં જીવતો નથી એમ જાણવું.

પૂર્વ જન્મમાં જેમણે સારી રીતે દાન પુણ્ય આદિ સત્કર્મો કરેલાં છે, તેઓજ વર્તમાનમાં ધનિક સ્થિતિ પામેલા છે. ને જેમણે કાંઇ પણ કર્યું હોતું નથી તેવા નિર્ભાગી જીવો તો પૃથ્વીમાં ભિક્ષા-

પાત્રો લઇ ઘેર ઘેર ભટકતા ફરે છે. તે વિષે પણ સુભાષિતમાં કહ્યું છે કેઃ—

**द्वारं द्वारं ०टन्तोह भिक्षुकाः पात्रपाणयः ।**
**द॰यन्त्येव लोकानामदातुः फलमीदश॰ ॥**

ભાવાર્થઃ—જે લોકો દાન નથી કરતા તેનું ફળ આવું છે, આમ ભીખારીઓ હાથમાં ભિખ માગવાનાં માટી આદિનાં પાત્રો લઈ, ઘેર ઘેર કહી બતાવે છે; ને પોતાના દેદારથી દેખાડી પણ આપે છે.

**विणेव श्रोत्रहिनस्य लोकाक्षीव विच॰ष ः ।**
**व्यसोः कुसुममालेव श्रीः कदर्यस्य निष्फला ः ॥**

ભાવાર્થઃ—બહેરાની પાસે વિણાનો નાદ, આંધળા સામે સુંદરીનું કટાક્ષથી જોવું, અને મરણ પામેલાને ફુલનો હાર પહેરાવવો, એ જેમ નિષ્ફળ છે, તેવીજ રીતે કૃપણનું ધન પણ નિર્થક છે.

આ પ્રમાણે સુજ્ઞ દુર્બળશાહનાં શાસ્ત્રપ્રમાણ વચનો સાંભળવાથી જેમ મૂર્ખને બોધ થાય તે શાંતિ માટે નહિ, પણ વિશેષ ક્રોધ ઉપજાવવાના માટેજ થાય છે, તેમ કપૂરચંદને સર્વાંગ ક્રોધ થયો ને બોલ્યો કે,—

કપૂરચંદ—હવે એતો તારું બધુ ડહાપણ જોયું, મારે નથી તારી લાંબી કથા સાંભળવી; જા દીસ્તો રહે, બળ્યું તારું મોઢું જા, મને તારું મો દેખાડીશ નહિ.

દુર્બળશાહ—આ પરીણામથી મનમાં વિચાર કરે છે કે, પિતા કહે પિતા નથી પ્રલ્હાદજી જેવા સાધુ પુરુષને હિરણ્યકશિપુ જેવા

દૈત્ય પિતા હતો, ને તેના ભણીથી થયેલા અનેક તિરસ્કારો, ઉપદ્રવો ને વ્યથાઓ સહન કરી, પણ લેશમાત્ર પોતાના ધર્મકર્તવ્યથી ચળ્યા નથી; તો મારે પણ આ વિપત્તિના સમયમાં લેશ પણ ધર્મનિશ્ચયથી ડગવુ નહિ. જીવ માત્ર જ્યાં જન્મે છે, ત્યાં સુખ દુઃખ આપનારું પોતાનું કર્મ સાથેજ લઇને આવે છે, ને માણસ પણ દેશ કે પ્રદેશ જ્યાં જ્યાં ફરે છે, ત્યાં ત્યાં અહર્નિશ તેનું કર્મ પણ સાથેજ ફરે છે; માટે મારા પિતાને હવે મારે સંતાપવા નહિ. ને તેમનો દોષ પણ જોવો નહિ. મારા રહેવાથી એમને અશાંતિ ને સંતાપ થાય, તેમ મારે કરવુ જોઇએ નહિ. હવે જો હું ગામમાં રહિશ તો મારા પિતાનો મારા ઉપર પૂરો પ્રકોપ થયો છે. તેથી મને સુખ નહિ પડે, અને તેમના પરિચયમાં ફરી ફરીને આવાજ પ્રસંગ બનશે. વારવાર આજ પ્રસંગ સંભારી મને પ્રતિદિન ઉદ્વેગ કરાવશે. કદાચ હું બીજા કોઇ વ્યાપારીને મળી જૂદો ઉદ્યોગ કરીશ તો પણ તેમના મનમાં નિરંતર ચિંતા થયા કરશે. માટે હવેતો એજ ખરો નિશ્ચય કરવો કે, 'પિતાજીના સમીપ નહિ રહેતાં પ્રારબ્ધપર નિશ્ચય રાખી પ્રદેશ જવુ. શરીરનો નિર્વાહ કરનારું પ્રારબ્ધ સાથેજ રહેવાનું છે તો પછી મારે પ્રદેશ જવામાં બીજી શી અડચણ છે? કાંઇ નહિ. મારા પિતાએ જે ધન મેળવ્યું છે તે તેમના ભાગ્યથી મેળવેલું છે: તો મારું ભાગ્ય પણ મારી સાથેજ છે, માટે પ્રદેશ જવુંજ જોઇએ. જે પુરુષો ઘેર રહી પોતાની સ્ત્રીનું મુખ જોઇને બેસી રહે છે; ને પ્રદેશ નથી જતા તેઓ દુઃખી થાય છે. એમ નીતિશાસ્ત્રકાર કહે છેઃ—

**व्यापारान्तरमुत्सृज्य वीक्षमाणो वधूमुखम् ।**
**यो गृहष्वेव निद्राति दरिद्राति स दुर्मतिः ॥**

ભાવાર્થઃ—એક વ્યાપારથી બીજા વ્યાપારમાં, ને બીજા વ્યાપારથી ત્રીજા વ્યાપારમાં પ્રવેશ કરવો, એ વ્યાપારીનું અગત્યનુ કામ છે; તેનો ત્યાગ કરી પ્રદેશ જવાને કાયર પુરુષો ઘરમાં સ્રીનું મુખ જોઇને ઉંઘ્યા કરે છે, તેઓ અંતે દરિદ્રી ( નિર્ધન) થઇને બહુ દુઃખી થાય છે. માટે મારે પ્રદેશ જવું.

હું ધર્મનો છું; ને ધર્મ મારો છે. એ નિશ્ચય હૃદયમાં સુદૃઢ રાખી, મારા સ્વધર્મનેજ મારો દેહનિર્વાહ સોપી, ધર્મનું શરણ લઇ પ્રદેશ જવા ચાલી નિકળવુ.

મારા આ પિતા પાસે પ્રતિવર્ષે ધર્માદા ખાતે ધન વપરાવવું, અમુક નિયમ કરાવવો, એવો જે હું મનોરથ કરતો હતો તે નિષ્ફળ થયો કારણકેઃ—

॥ પૃથ્વીવૃત્ત ॥

**अय॰ णकचर्वणं फणिफणामणेः कर्षणं,**
**करेण गिरितोलनं जलनिधेः पदा लंघनं ।**
**प्रसुप्त हरिबोधनं निशितखङ्गसं स्पर्शनं,**
**कदाचिदखिलं भवेन्न च शठाद्धनस्यार्जनम् ॥**

ભાવાર્થ—લોઢાના ચણા ચાવી શકાય, સર્પની ફણાનો મણિ લઇ શકાય, હાથથી પર્વત તોળી શકાય, પગથી સમુદ્ર ઓળંગી શકાય. સુતેલા સિંહને જગાડી શકાય. એટલાં બધાં કામો જો કે ઘણાં અઘરાં છતાં પણ કદાચ બની શકે, ને તુરતમાં સજેલી તરવારનો સ્પર્શ પણ કરી શકાય, પણ કૃપણ માણસ પાસેથી ધન મેળવી શકાય નહીં.

માટે હવે મારે ગઇ વાતનું સ્મરણ ન કરતાં જે સમય પ્રાપ્ત થયો તેનેજ અનુસરવું.

કપૂરચંદ—હવે તું ગમે તેમ કરીશ તો પણ હું માનવાનો નથી. તને મારા મજીઆરામાંથી એક રાતી પાઇ પણ આપવાનો નથી, તારા જેવા ઉડાઉ માણસનો સહવાસ થવાથી મારા બીજા દિકરાઓ પણ તારી પેઠે સ્વચ્છંદી થાય, મારે ભગતડા દિકરા ના જોઇએ; લોકો પણ કહે છે કે 'કાયા વંઠે ત્યારે કાળીયું ( અફીણ ) પેસે, કૂવો વંઠે ત્યારે કબુતર ( પારેવુ ) પેસે ને ઘર વંઠે ત્યારે ભગતડું પેસે. માટે શ્રીમંતોને, શાહુકારોને, ધનવાનોને, અને વ્યાપાર-ઉદ્યોગ વાળાઓને, ધર્મ, ભક્તિ, જ્ઞાન, અને સાધુતા, એતો લાકડાંને ખાઇ જનારી ઉધેઇના જીવડા જેવાં છે. જેમને કાંઇ રળવા-ખપવાનું સાધન ન હોય, ઉદ્યોગ ન હોય, ને માગીખાવું હોય, એવાઓને સારું પેટ ભરવાના એ જ્ઞાન, ભક્તિ, વૈરાગ, ધર્મ અને પરમાર્થના વિચારો કરી વાતોના ગપાટા મારી ભોળા લોકોને ધૂતવાની વિદ્યા છે. માટે તું જે જે કહીશ તેમાંનું મારે કાંઇ માનવાનું નથી. માટે દુબળા ( દુર્બળશાહ ) ! તું તારે ફાવે તેમ કર પણ મારા ઘર કે દુકાનમાં તારો પગ નહિ; કહેનારો કહી રહ્યો, તારે ફાવે ત્યાં જા; માગી ખા.

દુર્બળશાહ—[ મનમાં વિચાર કરેછે કે ગમે તેવા પણ તે મારા પિતાછે, પુજ્યછે, પોતે ઘણા જૂના વિચારના હોવાથી ગમે તેમ બોલે પણ મારે તેમના બોલવા ઉપર દુઃખ લગાડવાનું નથી. અયોધ્યાધિપતિ શ્રીરામચંદ્રજી જેવાને પણ પિતાની આજ્ઞાથી રાજ્ય છોડી વનવાસ સેવવો પડ્યો છે તો હું તે શી ગણત્રીમાં ? ભલે પિતા પ્રસન્નતામાં રહે. એમનો જીવ મને જોવાથી સંતાપે છે, માટે હવે મારે અહીં ઝાઝો સમય રોકાવું જાઇએ નહિ. પિતાના બોલ્યા પહેલાં તેમનું મન વર્તિને જે પિતૃકાર્ય સંપાદન કરે તે ઉત્તમ, પિતા આજ્ઞા કરે તે પછી તેમનું કાર્ય કરી આપે તે મધ્યમ, ને કહ્યા છતાં પણ જે પિતાની આજ્ઞા ના પાળે તો તે પિતાનો કનિષ્ઠ પુત્ર કહેવાય. ઉત્તમ પુત્રત્વ

તો શ્રીરામચંદ્રજીએજ સંપાદન કર્યું હતું; તો મારે મધ્યમમાં તો રહેવું. માટે પોતે આજ્ઞા કરી છે તો હું હવે આ તેમનું ગામ અને ઘર છોડીને ચાલ્યો જાઉં છું.] એ પ્રમાણે વિચાર કરી બોલ્યા કે, પિતાજી ! આ આપનો પુત્ર પિતુઆજ્ઞા શિરોધારણ કરીને આ ચાલતો થાય છે. આપ, મારાં માતુશ્રી અને મારા ભાઇઓ સર્વ કુશળ ક્ષેમ રહો. આપને મારા છેલ્લા પ્રણામ છે ! મારે આપના મજીઆરાનું કાંઇ પણ જોઇતું નથી. મારું ભાગ્ય મારી પાસે છે. આ પુત્ર આપને ક્યારે મોં દેખાડશે તે વિશ્વનિયંતાના હાથમાં છે. એમ કહી દુર્બળશાહ ત્યાંથી ચાલી નિકળ્યો. તે, તે ગામથી બે ગાઉ ઉપર એક વીરપુર નામે ગામ છે, ત્યાં જઇ એક દેવમંદિર હતું તેના પુજારીએ તેને પોતાના મંદિરમાં પ્રીતિપૂર્વક આદરસત્કાર આપ્યો, તેથી તેણે પહેલી રાત્રિએ તે ગામના દેવમંદિરમાં વાસ કર્યો. આ એક ઉત્તમ પ્રકારનું પ્રભુ કૃપાનું સૂચક ચિહ્ન જણાયું; એથી એમ સમજવાનું છે કે "સંસારનાં સ્વાર્થી માતા પિતા જેવો હું નથી; મારે તો સૃષ્ટિના સર્વ જીવરૂપ પુત્રો સમાન છે. ભાઇ દુર્બળશાહ ! હું તને ભવિષ્યમાં એક સબળશાહ બનાવવાનો છું; માટે તું હવે માયિક સંબંધિઓમાંથી નિકળ્યો, ને મારી સાથે તેં સંબંધ બાંધ્યો. અથવા તું જન્મ આપનાર માતા—પિતાના ઘરરૂપ કારાગૃહ (કેદખાનું) માંથી છૂટી, મારા મંદિરનો આશ્રય લીધો, તો હું એવો નથી કે જે પુરુષો મારો આશ્રય લે છે, તેને લંગોટીઓ વળાવી ભિખ મંગાવું છું; પણ તેને તો હું આ લોક અને પરલોકનાં સર્વોત્તમ સુખો આપું છું." એમ ઇશ્વરની કૃપા દુર્બળશાહને સૂચવે છે. દેવમંદિરમાં વાસ થવાથી પવિત્ર અને ઇશ્વરપર પૂર્ણ પ્રેમવાળા દુર્બળશાહના મનમાં આવો ભાવજ મનમાં સમજાયો ને રાત્રિએ તે દેવસદન (મંદિર) માં સુખપૂર્વ વિશ્રાંતિ અને નિદ્રા લીધી.

દુર્લભશાહ જેવો સુપાત્ર અને ગુણના ભંડારરૂપ પુત્ર એકાએક ચાલી નિકળ્યો, તો પણ મહા ક્રૂર અને પાષાણ તથા વજ્ર કરતાં પણ અધિક કઠિણ હૃદયવાળા ધનલુબ્ધ તે કપૂરચંદના મનમાં કાંઈ પણ સદ્વિચાર આવ્યો નહિ; ને મનમાં કાંઇ ખેદ પણ થયો નહિ તેમજ "ધણીએ કર્યું, તેને માન્ય નહિ ગણીએ તો સ્વામી બહુ કપરા છે, તે બીજી લાવીને બેસારશે ને પૈસાદારને અનેક કન્યાઓ મળે, માટે જો દીકરાનું ખેંચીશુ તો વધારાનાં રહીશું." એવા વિચારથી પોતાના સ્વાર્થને મુખ્ય માની દીવાળીએ પણ કાંઇ શેઠને વાર્યા નહિ. ને બીજા જે ચાર ભાઇઓ હતા તે પણ શેઠનો ક્રોધી સ્વભાવ જાણી તથા પોતાને તેનો પણ ભાગ આપણને મજીઆરો વેંચાતાં વધારે મળશે એવી સ્વાર્થ બુદ્ધિથી શેઠને કોઇ કાંઇ કહી શકયા નહિ. આડોશી પાડોશી તો સૌ પારકા ઘરની ભવાઇ જોવા ઇચ્છતાંજ હોય તે શુ કામ શેઠને વારે ? અને બીજા શેઠના મુનીમો ગુમાસ્તા તથા અનુચરો વગેરે તો શેઠનો મીજાજી ને ક્રોધી સ્વભાવના જાણીતાં હોવાથી કહીશુ તો આપણને પણ કાઢી મુકશે, એવી બીકથી કોઇએ કાંઇ કહ્યું નહિ.

"કપૂરચંદે દુર્લભશાહને કાઢી મૂકયા, ને દેશવટો આપ્યો," એવી વાત તે આખા ગામમાં પ્રસરી ગઈ. તે રળિયાતબાઇ અને પદ્માકરના કાને પણ ગઈ, તેથી રળિયાતબાઇને તો જેમ પોતાના અંગથી જન્મેલા મોટા પુત્રનો વિયોગ થવાથી જેવો કલેશ થાય તેવો કલેશ થયો. હૃદય ગભરાવા લાગ્યુ; હૃદયમાં ઊંનું તેલ રેડાયું, આંખોમાંથી આંસુની ધારા ચાલી અને બહુજ ચિંતા કરવા માંડી, ને પદ્માકર પણ પોતાનો સાચો મિત્ર કે જે સગા ભાઇ કરતાં પણ વધે, તેનો વિયોગ થતાં ધ્રુશકે રોવા લાગ્યો. બીચારી નિર્મળાની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તેજ સમયે પવિત્ર અને સુકોમળ હૃદય-

વાળી, અત્યંત પ્રેમાળ અને માયાળુ લાગણી વાળી કરેલા ઉપકારને મરણપર્યંત નહિ ભૂલનારી, પોતાને દુઃખના સમુદ્રમાંથી હાથ ઝાલીને બહાર કાઢનાર દુર્બળશાહ ઉપર અણધાર્યો દુસ્સહ દુઃખનો ગિરિ તૂટી પડ્યો તે જાણી, પોતાના પુત્ર પદ્માકરને શ્રીસીતાજી સહિત રામચંદ્રજી વનમાં સીધાવતાં પોતાને પોતાના પુત્રનો વિયોગ થશે, તે વાતનો વિચાર નહિ કરતાં ઉદાર ચિત્તથી જેમ શ્રીમતી સુમિત્રાએ પોતાના પુત્ર લક્ષ્મણજી શ્રીરામચંદ્રજીની સાથે વન જવા આજ્ઞા માગવા આવ્યા ત્યારે ધર્મનીતિ યુક્ત વચનો કહ્યાં હતાં કે,–

**रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम् ॥**
**अयोध्यामटवीं विद्धि गच्छ पुत्र यथा सुखम् ॥**
**॥ श्रीहनुमाननाटक ॥**

ભાવાર્થ—હે પુત્ર લક્ષ્મણ ! દશરથ રાજાને ઠેકાણે શ્રીરામચંદ્રજીને, મારે ઠેકાણે એટલે માને ઠેકાણે જનકપુત્રી (સીતાજી) ને, અને અયોધ્યાને ઠેકાણે વનને જાણજો, ને તમે સુખથી પ્રભુ સાથે સીધાવો.

**तात तुमार मातु वैदेही, पिता तुमार सब भांति सनेहि ॥**
**अवध तहां जहां रामनिवासू, तहाँ दिवस जहँ भानुप्रकासू ॥**
**॥ संतशिरोमणि तुलसीदासजी ॥**

ભાવાર્થ—હે લક્ષ્મણજી ! તમારાં માતા વૈદેહી ( સીતા ) અને તમારા પિતા તથા બીજા સર્વ સગાં સંબંધીમાં શ્રીરામચંદ્રજીને જ્યાં શ્રીરામચંદ્રજી નિવાસ કરે તે અયોધ્યા અને જ્યાં સૂર્ય ઉગે તેને દિવસ જાણજો. ને સુખે વન સીધાવો. એમ કહી પોતના પુત્રને શ્રીરામચંદ્રજીની સેવા સંરક્ષણ માટે વિદાય કર્યા હતા. તેમ અહીં ભોળા

અને વિશુદ્ધ હૃદયનાં રળિયાતબાઇએ પણ દુર્બળશા પ્રદેશ ગયો એમ જાણી પોતાના પુત્ર પદ્માકરને કહ્યું કે,—

## રળિયાત બાઈનું કૃતજ્ઞપણું [નિમક હલાલી પણું:]

હે પુત્ર પદ્માકર ! જે ભાઈ આપણને ખરી વિપત્તિમાં સહાય કરનાર તો આ સંસારમાં ચારે પાસ જોતાં એક દુર્બળશાહજ છે. જો એ ન હોત તો હું તને પરણાવવાની તારા પરલોક વાસી પિતાએ કરેલી આજ્ઞા પાળી શકત નહિ. મારા ખરા દુઃખમાં એણે ભાગ કર્યો છે, જો કે એના રૂપિઆથી તું પરણ્યો નથી; પણ એણે જો પોતાના માથે આદરી આટલો પ્રયત્ન ન કર્યો હોત તો તું ઘરમંડો થાત નહિ. ધાર્યું તો માત્ર શ્રીહરિનુંજ થાય છે; પણ તારા માટે ખરો પુરુષ પ્રયત્ન જોઇએ તો તો તે દુર્બળશાહનોજ છે. માટે તારા અને મારા ઉપર જે એનાથી ઉપકાર થયો છે એનો બદલો વાળવાનો તને ઇશ્વરે સમય આપ્યો છે. ભાઇ ! આ સંસારમાં જે સ્નેહ અને પ્રીતિ છે તે સગાઇ કરતાં પણ વધે છે. પ્રેમ આગળ ન્યાત, જાત કે સગાઇના પ્રતિબંધો શિથિલ પડે છે. શરીરો જૂદાં હોય, જાત્યો જૂદી હોય, ઘર જૂદાં હોય અને ગામ જૂદાં હોય, તો પણ જેના સાથે પ્રીતિ બંધાઇ તે પ્રીતિનો વિચ્છેદ કરવો એ સજ્જનોનું કામ નથી. જો ભાઈ કમળ અને ભ્રમર, પદ્મ અને સૂર્ય, ચકોર અને ચંદ્ર, અને હાલર પક્ષી અને કાષ્ટ, એ બધાં ન્યાત જાત અને નિવાસ સ્થાનો જૂદાં હોવાથી પણ તેમનો સ્નેહ અબાધિત અત્રૂટ રહ્યા કરે છે. તો આ તો મનુષ્યની સાથે માયા થયાની વાત છે. ભાઇ, લોક કહેવત છે કે 'જે કોદરાથી કાળ ઉતર્યો હોઇએ તેને મીણીઆ કેમ કહીએ ?' માટે ભાઇ ! એણે મને દુઃખ મહાસાગરમાંથી બહાર કાઢી છે. ભાઇ ! તને જનોઈ દિધા પછી બડવો રુડો વાળ્યો ત્યારે તને ઘોડે બેસારી

તારો મામો ઘેર લાવ્યો ત્યારે આ રોયા ન્યાતના બ્રાહ્મણોએ ફોગટનું ફૂલેકું કહી મારું હૃદય શેકવા માંડયું. પ્રથમ જ્યારે ઉપવીતની વાત કરી ત્યારે મને ન્યાતો કરવાની સલાહ આપી ને મુઝવી નાંખી. વળી વિવાહમાં પણ નહિ ઉપયોગની કન્યાઓ બતાવી, મારી હાંસી કરવામાં પણ બાકી રાખી નથી. પણ એ બધામાં મને એક યથાર્થ (સાચો) આશ્રય (આધાર) આપનાર એક શાંતિરામ, અને બીજો આ દુર્બળશાહ. તેમાં શાંતિરામનો બદલો વાળવાનો સમય હજુ આ પણુને ઇશ્વરે આપ્યો નથી; પણ દુર્બળશાહનો બદલો વાળવાનો સમય આપણને પ્રભુએ દેખાડયો છે. માટે મહારા વહાલા દિકરા! તું તૈયાર થઇને દુર્બળશાહના ઉપકાર તળે દબાયેલી આ તારી રંક માતાને તેના ઋણથી મુક્ત કર્ય. ભાઇ! જો ખરું પૂછે તો તું મારો પેટનો પુત્ર છું; ને મારા આ બધા સંસારનો આધાર પણ તુંજ છું; છતાં તુ જ્યારે કુંવારો હતો ત્યારે તને પરણાવવાની ચિંતાથી હુ હૃદયમાં બહુ પીડાતી હતી, ને રાતે જરા પણ નિદ્રા લેતી નહિ, કારણ કે તું કુંવારો હોવાથી મારા હૃદયમાં બાણની પેઠે સાલતો હતો. પણ તે મારી છાતીનું બાણ કાઢી (તને પરણાવામાં પ્રયત્ન કરી) ને મને નિશ્ચિંત કરી સુખી કરી તે તો તે દુર્બળશાહેજ. માટે ભાઇ! તું એક સમય જ્યારે મારા દુઃખનું કારણ હતો ત્યારે તે મારા સુખનું કારણ થયો હતો. માટે હે પુત્ર! મને તારા કરતાં પણ તે દુર્બળશાહ ઉપર વધારે પ્રીતિ છે વળી ભાઇ! તું પણ જો સૂક્ષ્મદષ્ટિથી વિચારીશ તો નખથી તે શિખા પર્યંત તેના ઉપકારમાંજ ડુબેલો છું, ને ઇશ્વરે તને તે ઉપકારનો બદલો વાળવાનો સમય દેખાડયો છે, માટે સાચો કૃતજ્ઞ (કરેલા ઉપકારને જાણનારો નીમકહલાલી થા) પણ નર્કના હેતુરૂપ કૃતઘ્ન (કરેલા ઉપકારને નહિ ગણનારો લુણ હરામી) થઇશ નહિ.

પદ્માકર—માતાજી હું કેવી રીતે તેનો બદલો વાળું ! તે મને સમજાવો. હું આપની આજ્ઞા પાળવા કટિબદ્ધ થઇ રહેલો છુ. મને એવો મારો સન્મિત્ર બીજે કયાં મળનારો છે ? એવા મિત્રના દુઃખમાં જ્યારે ભાગ ન કરાય તો મિત્ર નામને ધિક્કાર છે. જેમ આંખોની પાંપણો નેત્રના કહ્યા વિનાજ નેત્રોનું રક્ષણ કરે છે ને બન્ને હાથ શરીરના કહ્યા વિનાજ શરીરનું સંરક્ષણ કરે છે, તેમ મારે પણ મારા મિત્ર દુર્બળશાહનું જેટલુ બને તેટલુ શ્રેય કરવુજ જોઇએ. માટે માતાજી ! મને તમે બરાબર યથાર્થ કહો કે મારે હવે શુ કરવુ ?

રળિયાતબાઈ—ભાઈ પદ્માકર ! જો હુ તને તારા મિત્રનો બદલો વાળવાનો ઉપાય બતાવું છું, તે ધ્યાન રાખીને સાંભળ્ય દુર્બળશાહ એક સારા શ્રીમાન્ સદ્ગૃહસ્થનો પુત્ર હોવાથી એકલો તે કયારે પણ બહાર પ્રવાસે નિકળેલો નથી. એકલો તે અરણ્યમાં કે કોઇ પરગામ પણ ગયો નથી. માટે તું તેની સાથે હોઉં તો તે તારા આશ્રયથી સદા નિર્ભય રહે. તમે બન્ને ભેગા હો તો તમે એક બીજા સાથે વાતચિત કરી તમારો સમય સુખમા ગાળો. જેથી માથે પડેલી આપત્તિનું ક્ષણભર વિસ્મરણ થાય. માણુસ જ્યારે પ્રવાસમાં એકલો હોય ત્યારે તેને પોતાનુ ઘર વારંવાર સાંભરી આવવાથી સચિંત રહ્યા કરેછે; પણ સાથમાં જો બીજો માણુસ હોય તો તેની સાથે વાતચિત કરી દુઃખનું સ્મરણ નિવારી શકાય છે એક બીજાને જ્યારે પ્રવાસનું દુઃખ પડે છે ત્યારે પરસ્પરને એક બીજા ભણીથી સારી રીતે આશ્વાસન મળેછે. વળી દુર્બળશાહ જ્યારે ચાલી નીકળ્યો ત્યારે તેના બાપે વાટખરચી કે કાંઇ ભાતુપોતું પણ આપ્યું નથી, ને તેને બિચારાને પહેરે લૂગડે જવા દિધો છે. માટે ભાઈ પદ્માકર ! તને હું અહીંથી થોડું ઘણું કાંઇ સુખડી પુરીઓ વગેરે ભાતું કરી આપું છું તે અને થોડીક તારાથી સચવાય તેટલી સોના મહોરો આપુછું તે લઇને

તુ તેને જઇને મળ્ય. તેની સાથમા રહી તારે આપ્રમાણે કામ કરવું; પ્રાતઃકાળમાં વહેલો ઉઠી પ્રથમ તારે તારી ધર્મક્રિયાથી પરવારી ગામમાં ભિક્ષાવૃત્તિ કરી આવવું : ને પછી રસોઇ કરી તેને જમાડીને તારે જમવું. વાણીઆથી ભિક્ષા ન મગાય ને બ્રાહ્મણને ભિક્ષા માગવી તે કાઇ હલકાઇનું કામ નથી. જ્યારે ભિક્ષાન્નનો જોગ ના બાઝે, ત્યારે તારે પાસેના દ્રવ્યનો ઉપયોગ કરી અન્ન લાવી સાંજ સવાર રસોઈ કરી તેને જમાડવો કદાચ કોઇ સ્થળે તેને પૈસાની અગત્ય પડે ત્યારે તારે તેને વાપરવા પૈસા આપવા. બાકી તારે તે પૈસા ઘણી ગુપ્ત રીતે સાચવી રાખવા; ને આપત્તિમા વાપરવા બની શકે તેટલો નિર્વાહ ભિક્ષાવૃત્તિથી કરવો. પણ જરાએ તું દુર્બળશાહને કોઇ વાતે પરિતાપ પામવા દઇશ નહિ તેં તારા ગુરુને ઘેર રહી વિદ્યાર્થીદશામા લાકડાં લાવવા, પાણી ભરી આવવું, વગેરે કામોનો અનુભવ કર્યો છે ને દુર્બળશાહે બિચારે કાઇ પણ દીઠું કે જોયુ નથી. માટે પાણી ભરી લાવવુ, બળતણ લાવવુ, રસોઇ કરી આપવી અથવા કોઇ ધૂર્તોથી તે ઠગાતો હોય ત્યારે તારે તેની પૂરતી સંભાળ લેવી. જ્યારે રાત્રિએ તે નિદ્રિત થાય ( ઉંઘે ) તે પછી તારે પણ સુઈ રહેવુ તારે એના શરીરની પણ સંભાળ રાખવી. દુર્બળશાહ જ્યારે કોઇ ગામમાં જઇ ઉદ્યોગે બાઝે, ત્યારે તારે એને સાંજ સવાર રસોઇ કરી જમાડવો ને તેના ઉદ્યોગમા તારાથી બને તેટલો તેને આશ્રય આપવો. અને તે જ્યારે આપણા ગામ આવવાનુ કહે ને આવે, ત્યારે તારે પણ તેની સાથેજ આવવું ; પણ તેને એકલો મૂકીને નાસી આવવું નહિ. જ્યા સુધી તારા શરીરમા પ્રાણ રહે ત્યા સુધી તારે તેને કાઇ દુઃખ પડવા દેવું નહિ. એટલું તારે મારું સોંપેલું કામ કરવાનુ છે.

જો ભાઇ ! મારે કાંઇ તારા વિના બીજા સાત પાંચ દિકરા નથી તુ એકનો એકજ આંધળાની લાકડીરૂપ મારો પુત્ર છુ. વળી

તને હમણાંજ પરણાવ્યો છે, તેં સંસારનું સુખ પણ પૂરું અનુભવ્યું નથી. તારી ભરજુવાનીવાળી સ્ત્રી પણ મારી પાસે છે. છતાં હું તારી આ એક ધર્મના કામમાં યોજના કરું છું. માટે જા, તુ ગમે તેમ કરીને પણ દુર્બળશાહની સંભાળ લે. એણે મારા દગ્ધ (બળેલા) હૃદયને ઠારીને એવો આશીર્વાદ મેળવ્યો છે કે તેનુ પરમાત્મા ઘણુંજ સારું કરશે. એ કાંઇ દુઃખ ભોગવવા પ્રવાસમાં નથી નિકળ્યો; પણ ઘણુંજ ઉચામાં ઉચું સુખ ભોગવવા માટેજ તેને તેના પ્રારબ્ધે પ્રેરણા કરી પ્રવાસમાં લીધો છે. માટે ભાઇ જા. તું પણ તેની સાથે રહેવાથી ઘણો સુખી થઇશ. રાજા હરિશ્ચંદ્ર, નળરાજા, શ્રીરામચંદ્રજી અને પાંડવો જેવા મહાશયોએ પણ વનવાસના કષ્ટો ભોગવ્યાં છે. તેઓ સર્વ અનેક આપત્તિઓને ધૈર્યતાથી ભોગવી અંતે અખંડ સુખના ભાગી થયા હતા; તેમ તમે બન્ને મિત્રો પણ મોટા સુખના ભાગી થશો એવો મારો આશીર્વાદ છે. તુ તારા ગામને, ઘરને, મને અને તારી નવોઢા સ્ત્રીને, સંભારીશ નહિ એમજ સમજજે કે દુર્બળશાહને માથે આપત્તિ આવી છે તે તારા માથેજ છે માટે ભાઇ ! ધૈર્ય રાખી નીમકહલાલીપણું બતાવી સર્વેશ્વર પ્રભુને પ્રસન્ન કર્ય. પછી રળિયાતની આજ્ઞાથી નિર્મળાએ સુખડી તથા દૂધની પૂરીઓ વગેરે તૈયાર કરી દીધુ, ને એક મોટા દાબડામા ભરી આપ્યું. તથા રળિયાતે તેને એક વાંસળીમાં સોનાની મહોરો ભરી આપી; ને થોડાક છૂટા પૈસા પણ આપ્યા. તે બધુ લઈ પદ્માકર પોતાની સ્ત્રીને મળી, રળિયાતને પ્રણામ કરીને પ્રાતઃકાળમા ચાલી નિકળ્યો. તે તે ગામથી બે ગાઉ દૂરના વીરપુર ગામે આવી પહોંચ્યો, ને દુર્બળશાહના સમાચાર લોકોને પૂછતાં જણાયું કે, તેણે ગામના દેવ મંદિરમાં રાત્રિએ ઉતારો કર્યો હતો. પદ્માકર વીરપુરમાં લોકોને દેવમંદિરનું ઠેકાણું પૂછતો પૂછતો મંદિરમાં ગયો. તો

ત્યાં સવારમાં નાહીને દૂર્બળશાહ ભગવત્સ્મરણમાં બેઠેલો હતો. પછી દૂર્બળશાહ પદ્માકરને જોઇ બોલ્યો કે ભાઇ! અત્યારમાં તમે અહી ક્યાંથી?

પદ્માકર—ભાઇ! એસ્તો; જ્યાં તમે, ત્યાં અમે.

દુર્બળશાહ—એમ કેમ? મારા માથે તો વિપત્તિ પડિ છે, પણ તારે માથે શું છે? તને કોઇ મારા ગામમાં કે ઘરમાં ના રહેશો એવું કહે એવું છે?

પદ્માકર—હાસ્તો, તમને કહેનાર હોય ને અમને કહેનાર કેમ ના હોય?

દુર્બળશાહ—તમને એવુ કહેનાર કોણ?

પદ્માકર—મારી મા.

દુર્બળશાહ—શુ રળિયાતબાઈ!

પદ્માકર—ત્યારે બીજુ કોણ?

દુર્બળશાહ—અરે તેતો તમારી જનિતા કહેવાય? એતો બહુ ચોખ્ખા હૃદયનાં, પ્રેમી, માયાળુ લાગણીવાળાં ને સજ્જન છે; તે તમારા જેવા ગુણી, વિદ્વાન્ અને એકના એક દિકરાને એવું શા માટે કહે?

પદ્માકર—તમારા માટે.

દુર્બળશાહ—મારે માટે કેમ? મે કયા એમને કાંઇ કહ્યુ છે? હુ તો ગામમાંથી નિકળતા તમારે ઘેર આવ્યોય નહોતો, ને તમારી માને કે તમને મળ્યો પણ નહોતો. મે તમારી માને નથી કહ્યુ કે મારી સાથે પદ્માકરને મોકલો.

પદ્માકર—ભાઇ! એમાં શું કહેવું હતું? હું અને તમે ક્યા જૂદા છીએ? તમારે માથે જે વિપત્તિ તે મારે માથેજ છે. ભાઇ! મને મારી માએ તમારી સંભાળ રાખવા ને તમારા સંરક્ષણ અર્થે

મોકલ્યો છે. તમે કાલે ઓચિંત્તા નિકળ્યા ને કાંઇ અમને મળ્યા કે વાતચિતે કરી નહિ ? મારી મા અને તમારી ભોજાઇ પણ તમારી વાત સાંભળી ઘણાં ચિંતાતુર થઇ ગયાં. ને મારી માએ હવે જ્યાં-સુધી મારું જીવન રહે ત્યાંસુધી તમારા શરીરના સંરક્ષણ માટેજ મને નિમ્યો છે. તમે કોઈ વાતે ફીકર કરશો નહિ. જમવા માટે મારી પાસે પુષ્કળ પાથેય ( ભાતુ ) છે. ને મારી માએ વાટ ખરચી માટે જોઇએ તેટલા પઇસા પણ આપ્યા છે. માટે જરા પણ હૃદયમાં દુ:ખ ધરશો નહિ ને હવે જ્યાં આપની ઇચ્છા હોય ને સીધાવો ત્યાં હું અહર્નિશ તમારી પાસેજ રહેવાનો છુ

આ પ્રમાણે પદ્માકરના વચન સાંભળીને દુર્બળશાહનું હૃદય ભરાઇ આવ્યુ; ને આંખમાં આસુ આવ્યા, ને પદ્માકરને કહેવા લાગ્યો કે ભાઇ પદ્માકર ! તમારા માતુશ્રી રળિયાતમાઇ મારા સગાં માતુશ્રી કરતાં અધિક છે. ને તમારા ઘરમા જે મારા નિર્મળા બેન છે, તે મારી એક સગી બેનજ છે. તમે મને આટલુ આશ્વાસન આપ્યું એથી વધારેની મારે હવે અપેક્ષા નથી. ભાઇ ! તું આંધળાની લાકડી પેઠે તારી માને એકલો એકજ દિકરો છુ. તારા વંશની ઉન્નતિમાં તારા ઉપરજ તારી માને દૃષ્ટિ કરવાના સ્થાનરૂપ છું. તારા ઉપરજ સર્વ તારા કુટુંબનો આધાર છે. વળી તું હમણાંજ પરણેલો છું; માટે તું તો પાછો ઘેર જા. મારા ભાગ્યમાં વિપત્તિ છે તે હુ ભોગવી લઇશ. ને મારે બીજા પાથેય (ભાતું ) કે વાટખરચીની અગત્ય નથી. જેણે જન્મ આપ્યો છે તે વિશ્વપતિ મારો નિર્વાહ કરશે; માટે ભાઇ ! જા તુ મારા દુ:ખનો ભાગીઓ થયો છુ તે હું યથાર્થ સમજી ચૂકયો છું; કે તું મારો કહેવાનો મિત્ર નહિ પણ સન્મિત્ર અથવા સાચો સગો ભાઇજ છું, ને તારું ને મારું હૃદય દેહ જૂદા છતાં એકજ છે. માટે જા, મને તારી મા અને સ્ત્રીની વિશેષ દયા

આવે છે; એ બિચારી નિર્મળાએ હજુ પરણીને કાંઇ પણ સંસારનો લહાવો લીધો નથી; માટે તેને પતિવિયોગનું કષ્ટ પાડવા હું રાજી નથી. માટે તું તો હવે ઝટ તારી મા પાસે જતો રહે, ને કહેજે કે 'મેં બહુ કહ્યું પણ દુર્બળશાહે મને ઘણા આગ્રહથી પાછો મોકલ્યો; ને સાથે આવવા દિધો નહિ.' માટે ભાઈ! પાછો જા, ને તારી માતાની સારી રીતે સેવા કર્ય. કારણ કે એ બિચારાંએ તારા માટે ઘણાં કષ્ટો સહ્યાં છે. વળી એ નિરાધાર અબળા વિધવા છે, ને હવે તારે તેમની સંભાળ રાખવી એ તારૂં ખરૂં કર્તવ્ય છે. તારી સાથે ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવતાં તે પતિવ્રતા નિર્મળાના સર્વ અર્થ સંપાદન કર્ય.

હું હવે ઈશ્વરના શરણમા છું, મને તે દયાળુનો ખરો ભરોંસો છે, માટે હવે હું જે જે કાંઇ બને છે તે, તે પ્રભુની ઇચ્છાથીજ બને છે, એમ જાણી તે કૃપાધનશ્રીની ઇચ્છાનેજ માન આપી વર્તવા ઇચ્છું છું. માટે ભાઇ! તું ઝટ પાછો જા. ને તે મારાં માતુશ્રી (રળિયાત) અને મારી બેન (નિર્મળા) ને થયેલો પુત્ર તથા પતિનો વિયોગ ઝટ જઇને ભાગ્ય.

પદ્માકર—કદિ આકાશ નીચે ઉતરે ને પૃથ્વી ઉચે જાય, કે સૂર્ય પશ્ચિમે ઉગે તો પણ રળિયાતબાઇ કે જે મારી મા તેનું વચન ઉલંઘન કરીને હું પદ્માકર પાછો ફરૂં એમ નથી. મારો પ્રાણાંત થાય તો ભલે; પણ હે મિત્ર તમારો આ પદ્માકર માનો તથા સ્ત્રીનો વિયોગ સહન કરી શકશે, પણ તમારા જેવા સુહૃદનો વિયોગ સહન કરી શકે તેમ નથી.

દુર્બળશાહે પદ્માકરને ઘણું ઘણું સમજાવ્યો પણ તે પાછો વળ્યો નહિ.

તે પછી દુર્બળશાહ અને પદ્માકર તેજ મંદિરમાં દેવની પૂજા

કરનાર એક સજ્જન બ્રાહ્મણ રહેતો હતો તેના આગ્રહથી ત્યાં જમીને બપોર પછી આગળ ચાલ્યા.

પદ્માકરના ગયા પછી તેની પતિવ્રતા પત્ની નિર્મળા અહર્નિશ રળિયાતબાઇના સ્વાધીનપણામાં રહેવા લાગી. નિરંતર ઘરસંબંધી કામથી પરવારી વહેલું સ્નાન કરી પોતાનો પતિ પ્રદેશમાં નિરંતર સુખી રહી ધારેલું કાર્ય સિદ્ધ કરી વહેલા ઘેર આવે માટે શ્રીસદાશિવનું આરાધન તથા પાર્વતી, અરુંધતી અથવા અનસૂયાજી આદિ મહાસતીઓનું સ્મરણપૂજન કરવા લાગી. અને પોતાના મન, વાણી ને શરીરથી અખંડ શીલવ્રત પાળવા લાગી. કોઇ પણ પરપુરુષનું ચિત્ર મનમા ન આવવા દેવુ, ને સદા પોતાના સ્વામીના સ્વરૂપનુંજ અખંડ ધ્યાન કરવુ તે માનસ બ્રહ્મચર્ય કહેવાય છે; વાણીથી કોઇ પરપુરુષનુ નામસ્મરણ ન કરવું કે પરપુરુષ સાથે દૃષ્ટિ અને મન મેળવી વાત ન કરવી તે વાણીનું બ્રહ્મચર્ય કહેવાય છે; ને પોતાના શરીરથી કોઇ પણ પરપુરુષને સ્પર્શ ન કરવો તે શારીરશીલ (શરીરનું બ્રહ્મચર્ય કહેવાય છે). પરપુરુષમાં પોતાનો બાપ, ભાઈ, પુત્ર અને સદ્‌ગુરુ તે ગણાતા નથી. તથા બીજા કોઇ જેને વૈષયિક સુખનું જ્ઞાન ન હોય એવાને સ્પર્શ કરવાનો પણ બાધ નથી, જેમકે ધાવણા બાળક અથવા પાંચ વર્ષના બાળકોને સ્પર્શનો બાધ નથી.) વળી તે નિર્મળાએ આઠે પ્રકારનું બ્રહ્મચર્ય પાળવા સુદૃઢ નિશ્ચય કર્યો.—

**स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ।**
**संकल्पो ध्यवसायश्च क्रियानिष्पत्तिरेव च ॥**

ભાવાર્થ:—કોઇ પણ પુરુષનું સ્મરણ, પરપુરુષનું નામ સ્મરણ

કે તેના ગુણ ચરિત્રનું કથન, સંભોગ, પરપુરુષને સકામ ભાવનાથી નિરખવો, છાની વાત કરવી, પરપુરુષના ભોગની ઇચ્છા કરવી, સંભોગનો નિશ્ચય કરવો, અને પરપુરુષનો ભોગ કરવો, એટલાં આઠ પ્રકારનાં શીલ ભગનાં કારણોથી નિર્મળા ઘણીજ દૂર રહેવા લાગી.

પ્રતિક્ષણ પદ્માકરના આયુષ્ય અને આરોગ્યની વૃદ્ધિ માટે પાર્વતીપતિ (મહાદેવજીનુ) શુદ્ધ ભાવથી સ્મરણ–ધ્યાન કરવા લાગી. પ્રતિદિન પોતાની નિર્મળતા, વિનય, વિવેક, સહનશીલતા અને પતિભક્તિ આદિ સદ્ગુણો પોતાનામાં દેખાડી પોતાનાં સાસુ રળિયાતને પ્રસન્ન કરવા લાગી. શુદ્ધ બ્રહ્મચર્ય પૂર્વક સાત્વિક ને નિયમીત આહાર કરવા લાગી. જેથી ઇંદ્રિયોની વૃત્તિઓ ચલિત થાય એવાં વિદાહી ભોજનો જેવા કે તેલ–મરચાંથી વઘારાયેલાં ઘણાં ઉષ્ણ (ઊનાં) તીખાં–તમતમા ભોજનોનો ત્યાગ કરી, સાદું ભોજન કરવા લાગો એકજ વાર જમવુ, રાતે રળિયાતબાઇની ચરણ સેવા કરી તે સાસુ પાસે જમીન પર પથારી કરી સુઇ રહેવુ, સારાં વસ્ત્ર આભૂષણ પહેરવાં નહિ, માથુ ગુંથવુ નહિ, આજણ આંજવુ નહિ ને ઘણીજ સાદી રીતે રહેવુ, અવકાશના સમયમાં પતિવ્રતાના ધર્મોના તથા સતીઓનાં ચરિત્રોનાં પુસ્તકો વાચવાં, તથા પોતાની સાસુની સાથે કાંઇ ધર્મચર્ચા કરવામાંજ પોતાનો સમય એ નિર્મળા ગાળવા લાગી. નિર્મળાનું ઇશ્વરારાધન, તેનું શીલવ્રતરૂપી મોટું તપ, અને દ્દઢ નિયમોનો પ્રભાવ દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો. એમ કરતા કરતાં એક એવો આશ્ચર્યકારક બનાવ બન્યો કે, પદ્માકર અને દૂર્બળશાહ જ્યારે વીરપુરના મંદિરમાથી આગળ ચાલ્યા તે પછી લાગ લાગટ દસ દિવસ સુધી પદ્માકર પાસેના પાથેય (ભાતા)થી ખાવાનું ચલાવી પ્રયાણજ કરવા માંડ્યું, તેથી ઘણે દૂર ચાલી ગયા. એવામાં એક સરોવર કીનારે ફરતી રમણિય ભૂમિ હતી ત્યાં દૂર્બળશાહ અને પ-

દ્માકરે પોતાને લાગેલો પરિશ્રમ ( થાક ) ઉતારવા ત્યાં નિવાસ કર્યો. તે સ્થાનથી અર્ધો ગાઉ ઉપર એક સુંદર નગર હતું કે જેનુ નામ હેમપુર હતું. ત્યાંથી દુર્બળશાહ મોદીને ત્યાંથી પદ્માકરની પાસેથી પૈસા લઇ શીધુ સામાન લઈ આવ્યો ને તે સરોવર ઉપર આવી ત્યા નિવાસ કરવાનો હતો માટે ત્યાં રસોઇ કરી બન્ને જણાએ જમવાનો નિશ્ચય કર્યો હતો; પણ જ્યારે પૈસા લઇ દુર્બળશાહ સીધુ લેવા હેમપુર ગયો ત્યારે આ પદ્માકરે વિચાર કર્યો કે 'સીધુ તો આવશે, પણ બળતણ જોઇશુ. માટે હુ લઇ આવુ, એમ ધારી આસપાસના જંગલમાં તે બળતણ લેવા ગયો. તો ત્યાં એમ થયુ કે, એક થોરીઆની વાડમાં પગ મૂકી સૂકાં થોરનાં લાકડા જેવો ભાગવા જાય છે તેવોજ તે પદ્માકરનો પગ સર્પના રાફડા ઉપર આવવાથી એક મોટો વિષધર સર્પ રોષે ભરાઇને તેના જમણા પગના અંગુઠે કરડ્યો કે તુરત લાકડાં લાકડાંને ઠેકાણે રહ્યાં ને ત્યાં વાડથી બે ડગલાં દૂર ચાલી મોટા રાજમાર્ગમાં આવ્યો કે સર્પનુ ઝેર શરીરમાં વ્યાપી જવાથી આંખે તિમીર આવ્યાં, ને મૂર્છા ખાઈ ભૂમિપર બેભાન થઇ પડ્યો; શરીર બધું શ્યામ પડી ગયુ; ને નાકમાથી લોહીની ધારાઓ ફૂટી નિકળી. આવુ ઉગ્ર વિષ વ્યાપવાથી પદ્માકરનુ શરીર નિશ્ચેષ્ટ થયુ ( હાલતું ચાલતુ બંધ થઇગયુ ) ને શ્વાસ પ્રશ્વાસની ક્રિયા તથા નાડીઓની ગતિ બધી બંધ પડી ગઇ ને મોટા રાજમાર્ગ ઉપર મૃત્યુ પામીને પડ્યો. એવામાં દુર્બળશાહ તેજ માર્ગ હેમપુર ભણી જવાનો હતો તેથી તે માર્ગેથી સીધુ લઇને સરોવર ભણી આવતો હતો તો માર્ગ ઉપર પદ્માકરને મરણવશ જોયો, શરીર લીલું, નાસિકામાંથી લોહી નીકળવું, શ્વસનક્રિયા અને નાડીની ગતિ બંધ વગેરે જોઇ, પોતાના મિત્રનું અકાળ મૃત્યુ જોઇ તે અત્યંત શોકાતુર બની ખૂલ્લે મોઢે રોવા લાગ્યો. એવામાં આર્તસ્વરથી

તે દુર્બળશાહનું રોવું સાભળી, આસપાસનાં ખેતરોમાંથી ખેડુ લોકો તથા માર્ગમાં જતા આવતા લોકોનો ત્યાં જથો ઝામી ગયો. ને પદ્માકરને જોઇ બધાં માણસોએ નિશ્ચય કર્યો કે ' આ બિચારા બ્રાહ્મણને મોટો ઝેરી ભુજંગ ( સર્પ ) ડસ્યો, ને મહા ભયંકર ઝેરી સાપનું વિષ ચઢી ગયું છે, માટે હવે તેનો કેવળ અગ્નિસંસ્કાર વિના એકે ઉપાય નથી. લોકોએ કહ્યું કે આ ઉગ્ર વિષ કોઇપણ ઉતારનારાથી ઉતરે એવું નથી, માટે હવે ઝટ તેને લાકડાં ભેગો કરી દ્યો.

દુર્બળશાહ, લોકોના મોનાં આવાં કહોર ને અપ્રિય વચનો સાભળી મનમા અત્યંત ખેદ પામી ઘણો વિલાપ કરી રોવા લાગ્યો. કે હે મારા સન્મિત્ર ! હે સુહૃદ ! અને મારા સહોદર ભાઇ ! ( સગાભાઇ ) તુ કે જે તારી માતાનુ વચન પાળી મારું સંરક્ષણ કરવા આવ્યો હતો, તે મને આજે અધવચ રણમાં મેલીને ગયા એશું તારા જેવા સન્મિત્રને ઘટેછે ? અરે ભાઇ ! હવે સંસારમાં મારે કાંઇ પણ સ્પૃહા કરવા જેવું રહ્યુ નથી. પ્રિય પદ્માકર ! જે આ દિન અને દુઃખ મહાસાગરમાં ડુબેલા દુબળા ( દુર્બળશાહ ) ના આશ્રયરૂપ હતો તે અત્યારે મારા નેત્ર પાસે બે હાલ થઇને પડયો છું તો તને જોતાં આ મારા પાપી પ્રાણ વજ્ર જેવા મારા હૃદયમાંથી શા માટે નિકળી જતા નથી ? હે મારા દુષ્ટ કઠિણ અને કુટિલ હૃદય ! આ પદ્માકરના અચેતનપણાને જોઇ તારે સો સો કકડા થઇ ચીરાઇ જવું જોઇએ. અરે મહા ગરીબ અને દિન અબળા રળિયાતબાઇ, અને તેની પતિવ્રતા નવોઢા સ્ત્રી નિર્મળાની આર્ત ચિસો સાંભળવા મારા કાન નિર્ભાગી બન્યા ? અરે મારા પ્રાણો ઉદાર થાઓ, નિર્ભય થાઓ, જ્યારે તમે પદ્માકરના પ્રાણથી ઘણું અંતર પાડીને રહેશો તો હવે સંસારમાં બીજું શું સુખ ભોગવવાના છો ? ચાલો ચાલો તમારા દુઃખમાં ભાગ કરવા તેના પ્રાણો તમારી પાછળ આવ્યા હતા, તો

તમારે પણ તેના દુઃખમાં ભાગ કરવા આગળ જ પ્રયાણ કરવું જોઇએ. શરીરો છો જૂદાં થઈ ભસ્માંત ( ભસ્મરૂપ પરિણામવાળાં ) બને; પણ તમે પવનરુપે બન્ને પ્રાણો એક બીજાની પરસ્પરની ભેઠ લઇ સન્મિત્રના પ્રાણોનું આલિંગન લઇ શીતળ થાઓ. હવે શું કરવું? ગમે તેમ થાય પણ પ્રારબ્ધ પૂરું થયા વિના પ્રાણો કાંઇ શરીરથી જૂદા પડતા નથી માટે દુર્બળશાહે વિચાર કર્યો કે હવે તો કાષ્ટની ચિતા રચી તેમાં પદ્માકરનુ શરીર પધરાવી અગ્નિ સળગાવી મારે પણ તે ચિતામાં પડવું; ને જો તેમ નહિ થાય તો હું કૃતઘ્ની બની મોટામાં મોટાં નરક દુઃખોનો ભોક્તા થઇશ. પછી તેણે લોકોને કહી વગડામાંથી સૂકાં કાષ્ઠા મંગાવી ચિતા રચાવી. ને જ્યાં તે ચિતામાં પદ્માકરનું શબ પધરાવવા જાયછે તેવામાં ત્યાં કોઇ એક મુનિ આવ્યા ! તેમણે દુર્બળશાહને કહ્યુ કે ભાઇ ! ધીમો થા. અહીં કોને અગ્નિદાહ કરોછો ? કોણ મૃત્યુ પામ્યુંછે ? મૃત્યુનું કારણ શું ? પછી દુર્બળશાહે કહ્યું કે હે ગુરો ! આ મારો એક મિત્ર છે, ને એને આ વનમાંથી અકસ્માત્ સર્પદંશ થયોછે, તેથી એને અગ્નિદાહ કરવાના નિશ્ચય ઉપર હું આવ્યો છું.

મુનિ—ભલા માણસ ! એવા તારા મિત્રને તે અગ્નિદાહ થતો હશે ?

દુર્બળશાહ—ના મહારાજ ! એ તો મારાથી ઘણુંજ અધમમાં અધમ ને હૃદયને ચિરી નાંખે એવુ કર્મ થતું હતું; પણ પછી મારા પ્રાણ કાંઇ તેથી દૂર રહેવાના નહોતા. એની ચિતા સળગ્યા પછી મારે તુરતજ તે સળગતી ચિતામાં પ્રવેશ કરવાનોજ હતો.

મુનિ—અરે ! એવો બે મનુષ્યોનો વિનાશ મારાથી કેમ થવા દેવાય ? [ દુર્બળશાહ મનમાં વિચારે છે કે આ કોઇ મહાપુરુષછે; ને જો આ મારા મિત્ર પદ્માકરને જીવતો કરે તો હું દુખસાગરમાંથી નિકળું;

માટે મારે તેમનેજ પ્રાર્થના કરી પ્રસન્ન કરવા.] પછી કહ્યું કે હે કૃપાધન ગુરો ! આ એક રંક વિધવાનો પુત્ર અને તુરતમાં પરણેલી નવોઢાનો પતિ છે. તથા મારો સગાભાઈનો અર્થ સારનારો સાચો મિત્ર છે. માટે તેને આપ કોઈ ઉપચારથી જીવતો કરો તો આ પૂર્ણ દયાનું કામ છે.

મુનિ—ભાઈ ! મારે દશ શિસોળિયાં જોઇએ.

દુર્બળશાહ—ને વખતે દુર્બળશાહનુ રુદન સાંભળી આવેલા નિકટના વનના ખેડુ આદિ માણસો હતા તેમને દુર્બળશાહે કહ્યુ કે ભાઇ ! જરા આ મહારાજને વગડામાથી દશ શિસોળિઆં લાવી આપો. પછી એક ખેડુએ એક શાહુડીની બખોલ પાસેથી દસ શિસોળિયાં લાવી આપ્યાં. એટલે તે લઈ પદ્માકરે તે મુનિને શિસોળિયાં આપ્યાં. એટલે તે મુનિએ તે શિસોળિયાંને સર્પાવાહન વિદ્યાના મંત્રો ભણી પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, અને ઉત્તર તથા અગ્નિ, નૈઋત્ય, વાયુ, ઇશાન, આકાશ અને પાતાળ, ભૂમિપર દશે શિસોળિયાનું અભિમંત્રણ કરીને દશે દિશાઓમાં નાખ્યાં. એટલે ત્યાં દક્ષિણ દિશા તરફથી એક મહાવિષધર ભયંકર કૃષ્ણ ( કાળો ) સર્પ દોડતો ત્યાં આવ્યો, કે જેના માથાપર એક શિસોળિયુ ચોટેલુ હતુ, તેને જોતાં ત્યાં આવેલા મુનિએ બધા લોકોને દૂર ખસેડી આવતા સર્પને કહ્યુ કે હે સુરેશ (ઈંદ્ર) ના અપરાધી ! પાપી ! આ મહાસતીના પતિને કરડવાથી તને શો લાભ થયો ? કે તેં આટલો બધો મોટો ઉત્પાત વર્તાવી દીધો ? હવે તું ઇદ્રનો ચોર થઇને ક્યાં છૂટીશ ? ચાલ આગળ આવ્ય, ને ઝટ આ બ્રાહ્મણના શરીરમાં તેં મૂકેલુ ઝેર ચૂસીલે. એટલે મૃતપ્રાય (મૂવેલા જેવો) થઇને પડેલા પદ્માકરના જમણા પગના અંગુઠે સર્પ ચોંટ્યો. તેનો અંગુઠો મોંમાં લઈ તમામ વિષ (ઝેર) તેણે ચૂસી લીધું.

એટલે પદ્માકરના નિર્વિષ થયેલા રક્તાશયમાં ગતિ ઉત્પન્ન થઈ, શ્વાસ પ્રશ્વાસની ક્રિયા અને નાડીઓની ગતિ પણ ચાલતી જણાઇ. થોડી વારમાં દીર્ઘ નિદ્રામાથી ઉઠતો માણસ બગાસાં ખાઈ, આળસ મરડી, અંગો મરોડતો જેમ ધીમે રહીને ઉઠી બેઠો થાય તેમ બેઠો થયો. ને તેણે પાણી માગ્યુ તે દુર્બળશાહે શુદ્ધ જળ કૂવામાંથી ભરી લાવીને આપ્યું. એટલે પદ્માકરે આંખો ધોઈ, મોં ધોયુ ને પછી બીજુ પાણી મંગાવી થોડુંક પીધુ. પછી ત્યાં આવેલા મુનિ અને જોવા ભેગા થયેલા આસપાસનાં ખેતરોના ખેડુતોના સાંભળતાં પદ્માકરે દુર્બળશાહને પૂછ્યુ કે, કેમ મિત્ર આ અહીં શુ હતુ ? કેમ આટલો બધો જનસમૂહ અહી ભેગો થયો છે ? ત્યારે તેને ટુંકામાં સર્વ વાત દુર્બળશાહે કહી. ને વિશેષમા કહ્યું કે પદ્માકર તને નવુ જીવન આપનાર આ મહાશય (આવેલા મુનિ) જ છે. માટે તેમને તુ સાષ્ટાંગ પ્રણામ કર્ય, ને પૂછ કે આપ કોણ છો ? આપનું નામાભિધાન શું? આપની અમે શી સેવા કરીએ ? ત્યારે તે મુનિ બોલ્યા કે ભાઇ ! મારે કાંઇ સેવા જોઇતી નથી, માત્ર તમારા પૂછવાથી એટલું જ કહું છું કે,–'મારાથી તમને કાંઇ ઉપકાર થયો એમ માનતા હો તો તમે તમારા શરીરથી કોઇને કાંઇ પણ ઉપદ્રવ કે કષ્ટકારક થશો નહિ; ને જેમ બને તેમ તમારા ગુણ, દ્રવ્ય, વિદ્યા, શરીર અને બુદ્ધિથી સર્વ પ્રાણીને સુખદાયક થજો. તથા હવે હુ જે આજે ત્રણ સ્મૃતિ વચનોથી ઉપદેશ કરું છું તે પ્રમાણે તમે વર્તજો. જેથી આ લોકના તથા પરલોકનાં અનુપમ સુખના ભાગી થશો.

यथैवात्मापरस्तद्वद्द्रष्टव्यः सुखमिच्छता ।
सुखदुःखानि तुल्यानि यथात्मनि तथा परे ॥
॥ दक्षसंहिता तृतीयाध्याय ॥

ભાવાર્થઃ—સુખની ઇચ્છા કરનારાઓએ જેવો આત્મા પોતાનો તેવોજ બીજા પ્રાણીનો પણ જાણવો; અને જેવુ આપણને સુખ વહાલું લાગે છે, તથા દુઃખ વસમુ લાગે તે પ્રમાણેજ બીજા પણ જીવને લાગે, માટે સુખ દુઃખ આપણને ને બીજા પ્રાણીને સરખાંજ અનુભવાય છે એમ સમજી સામા જીવને બનતા પ્રયત્ને સુખ આપવું; પણ કોઇને દુખી કરવું નહિ.

**सुखं वा यदिवा दुखं यत्किंचित्क्रियते परे।**
**ततस्तत्तु पुनःपश्चात्सर्वमात्मानि जायते ॥**
**॥ द. सं. तृ. अ. ॥**

ભાવાર્થઃ—સામા પ્રાણીને આપણથી જે કાઇ સુખ કે દુ.ખ દેવાય છે, તે સુખ અથવા દુઃખ સર્વ પછીથી પોતાના જીવાત્માને પ્રાપ્ત થાય છે.

જેમ મોટા આયના (દર્પણ) સામા રહીને બે હાથ જોડી નમસ્કાર કરીએ તો તે નમસ્કાર પોતાને થતો જોવામા આવે છે. અને લાકડી કે તરવાર ઉગામીએ તો તે પોતાને ઉગામાયેલાજ જોવામાં આવે છે. તે સામી ધુળ ઉડાડીએ કે ચંદન ફૂલ નાખીએ તો તે શુભાશુભ ક્રિયાઓ આપણુ સામીજ થતી જોવાય છે. તેમ જે પ્રાણીને આપણે સુખ કે દુઃખ કરીએ તે સુખ—દુ ખ આપણનેજ થાય છે.

**सुखं वाञ्छन्ति सर्वोहि तच्च धर्मसमुद्भवम् ।**
**तस्माद्धर्मः सदा कार्यः सर्ववर्णैः प्रयत्नतः ॥**
**॥ दक्ष. संहि. तृ. अध्याय ॥**

ભાવાર્થઃ—સર્વ માણસો સુખની ઇચ્છા રાખે છે, પણ તે

સુખ તો ધર્મથી ઉત્પન્ન થાય છે; માટે સર્વે વર્ણ (જાતિ)ના લોકોએ બનતા પ્રયત્ને પ્રતિદિન ધર્મ સેવા કરવી.

મુનિ—હે પદ્માકર ! અને દુર્બળશાહ ! મારે તમને જે સેવા બતાવવાની તે એજ કે ઉપરનાં વચનો નિરંતર સ્મરણમાં રાખી વર્તનમાં મૂકી સુખી થજો.

પદ્માકર—તથાસ્તુ ; મહારાજ ! આપના દર્શન અને ઉપદેશથી આજે અમે કૃતાર્થ થયા છીએ.

દુર્બળશાહ—કૃપાનાથ ! મારે આપને કાંઇક પૃચ્છા કરવાની ઇચ્છા છે માટે જો આજ્ઞા હોય તો કરું ને તેનો આ દાસને પ્રત્યુત્તર આપનાં આપને કોઇ જાતની અડચણ નહિ હશે તો કૃપા કરીને આપશો.

મુનિ—દુર્બળશાહ ! તમારા જેવા સહૃદય સજ્જનથી કોઇ પણ વાત ગુપ્ત રાખવા જેવી હોય નહિ માટે પ્રસન્નતાથી પ્રચ્છા કરો ( પૂછો ).

દુર્બળશાહ—ગુરો ( ગુરુ ) ! આપે આ પદ્માકરને ડશેલા સર્પને બોલાવ્યો ને તે આવ્યો ત્યારે તેને આપે કહ્યુ કે હે સુરેશ ( ઇંદ્ર ) ના અપરાધી ! આ મહાસતીના પતિને કરડવાથી તને શો લાભ થયો ? કે તેં આટલો બધો મોટો ઉત્પાત વર્તાવી દીધો. તુ ઈંદ્રનો ચોર થઇને કયા છૂટીશ ! ' એમાં એ સર્પ સુરેશનો ચોર અને મહાસતીનો પતિ એ વચનનો કાંઈ ભાવ મારાથી સમજાયો નહિ માટે કૃપા કરી મને તેનો જે સંદર્ભ ( તાત્પર્ય ) હોય તે સમજાવો અને આપનું નામ તથા અત્રે આપનું કયાથી પધારવું થયેલું છે ? એટલું મને દયા કરીને કહેશો.

મુનિ—ભાઇ દુર્બળશાહ ! આ બ્રાહ્મણનો પુત્ર લાકડાં લેવા ગયો હતો ત્યાં સર્પના રાફડા ઉપર તેનો પગ આવવાથી સ્વભાવને લઇ સર્પે પદ્માકરને જમણા પગના અંગુઠે ડંશ કર્યો. ને શરીરમાં

સર્વાંગ વિષ વ્યાપ્યું ત્યારે એની પતિવ્રતા સ્ત્રી જે નિર્મળા તેની પતિભક્તિ, ઉગ્રબ્રહ્મચર્ય અને શંકરનું સ્મરણ-ધ્યાનરૂપ મોટી તપશ્ચર્યાનો એટલો બધો પ્રતાપ વધી ગયોછે કે, તેના પ્રભાવ અને પુણ્યોનાં તો દેવાંગનાઓ નિત્ય ગીત ગાયછે. તે પતિવ્રતાના સતીત્વ ભંગ જેવા આ સર્પડંશનો પ્રસંગ બનવાથી ત્રિલોકપતિ ઈંદ્રનું સિંહાસન ત્રણ વાર કંપી ઉઠયું ( ધ્રુજયું ). ત્યારે ઇંદ્ર મહારાજે પોતાના ગુરુ બૃહસ્પતિને પૂછયું કે મહારાજ આ શો ઉપદ્રવ ? ત્યારે તે સુરગુરુ ( બૃહસ્પતિ )એ ઇંદ્રને કહ્યું કે એતો વર્તમાનમાં એક નિર્મળા સતિના તપના પ્રભાવથી તમારું સિંહાસન ડોલ્યુ છે. કારણ કે હેમપુરના વનમાં તેના પતિ પદ્માકરને વિષધર સર્પનો ડંશ થયો છે. ને મહા સતીના સતીત્વનો ભંગ થાયછે, માટે તેનો ઉપાય કરવાનું એ સિંહાસનના કંપથી તમને તે સતીનો પુણ્ય પ્રભાવ સૂચવે છે. માટે આપ પણ સ્વર્ગમાં જે આસ્તિક મુનિ રહેછે તેમને કહોકે તે સતીના પતિને વિષમુક્ત ( ઝેર વિનાનો ) કરી, તેને સાવધાન કરી આવે. આ પ્રમાણે ગુરુના કહેવાથી ઇંદ્રે મને અહીં મોકલ્યોછે માટે મે તે ઈંદ્રની આજ્ઞા પાળી છે ને હવે જ્યાંથી આવ્યો છુ ત્યાં જાઉ છું. તમે બન્ને સુખી થાઓ. એમ કહી આસ્તિક મુનિ અંતર્ધાન થઇ ગયા.

જ્યારે પદ્માકરને સર્પડંશ થયો ત્યારે તેના અર્ધા અંગરૂપ નિર્મળાના શરીરમાં જમણી આંખ, જમણો બાહુ ( ખભાથી આંગળીઓ સુધીનો ભાગ ) જમણો સાથળ ફરકવા લાગ્યાં. ને મનમાં અકારણ પરિતાપ થતો સમજાયો. ત્યારે નિર્મળાએ રળિયાતબાઇને કહ્યું કે માજી આજે મને કાંઇ તમારા પુત્રને વિપત્તિ પ્રાપ્ત થઈ હોય એમ જણાય છે. ત્યારે રળિયાતબાઈએ કહ્યું કે એવી કોઇ વિપત્તિ નથી કે જે ઇષ્ટસ્મરણથી નિવારણ ના થાય. માટે નિર્મળા ! જો તમારા મનમાં કાંઇ ઉદ્વેગ થતો હોય તો પાર્વતિપતિ શિવના સ્મરણ-ધ્યા-

નમા બેસી જાઓ. એટલે તમારી કે તમારા પતિની મોટામાં મોટી ને અઘરામાં અઘરી આપત્તિઓ હશે તે નિવારણ થઇ જશે. પાપ કે દુઃખરૂપ અંધકારને નિવારવામાં ઇશ્વરસ્મરણ સૂર્યના પ્રકાશ સમાન છે. પછી નિર્મળાએ જેવુ સદાશિવનુ સ્મરણ–ધ્યાન આરંભ્યું કે ઇદ્રનું આસન ડોલવા લાગ્યું તેથી ઇન્દ્રે બૃહસ્પતિને પૂછ્યું ને બૃહસ્પતિની આજ્ઞાને અનુસરી આસ્તિક મુનિને પૃથ્વીમા મોકલી પદ્માકરને સુખી કરાવ્યો.

ને પછી ત્યાંથી દુર્બળશાહ અને પદ્માકર આગળ ચાલ્યા. તે આગળ જતાં એક રત્નપુર નામનું નગર આવ્યું ત્યાં બન્ને જણા ગયા ને તે ગામબહાર એક ધર્મશાળા હતી, ત્યાં બન્ને જણા રાતે પોતાની પાસેનું પાથેય (ભાતુ) ખાઇ ધર્મશાળામાંના કૂવામાંથી જળ લાવી પીને સુઇ રહ્યા. બીજે દિવસે એ ગામની સર્વ શોભા વિસ્તાર, રાજગદ્દી તથા વ્યાપાર–રોજગાર તથા ગામમાં રહેનારા લોકોની કેટલીક રીતભાત જોવા લાગ્યા. રાજ્યની નીતિ, પ્રજાનુ સુખ, ઇત્યાદિ જોઇ દુર્બળશાહે નિશ્ચય કર્યો કે આ ગામના લોકોમાં સત્ય, ધર્મ, નીતિ અને વર્તનો ઘણાં ઉંચા પ્રકારનાં જોવામાં આવે છે; માટે આ ગામમાં રહેવાથી સુખી થવાય એવું અનુમાન થાય છે. પછી ત્યાં રહેવાનો નિશ્ચય કરી સારા ધર્મનિષ્ઠ લોકોના પડોશમાં એક ઘર ભાડે રાખી ત્યાં બન્ને જણા રહ્યા. પછી દુર્બળશાહે કહ્યું કે ભાઇ ! પદ્માકર આ ગામમાં રહી આપણે બનતા સુધી રાજ્યાશ્રય મેળવવો છે, કારણ કે જો હું વ્યાપાર સંબંધી ઉદ્યોગ કરૂં તો પ્રથમ નફો ખાઇ વેચવાનો સોંઘા મૂલ્યમા માલ ખરીદવો જોઇએ, ને તેમાં મોટી નાણાની રકમ રોકવી પડે પણ આપણી પાસે તેટલું દ્રવ્ય નથી; માટે ધનવાન્ થવાની આપણ બન્નેની ઇચ્છાઓ છે તે કાંઈ બીજા ધંધાથી પૂરી થાય તેમ નથી કારણ કે એક વિદ્વાને કહ્યુ છે કે,

**राजद्वारे महालक्ष्मी व्यापारे वसति तथा ।**
**कृषिकर्मणि यत्किंचित् भिक्षायां नैव नैव च ॥**

ભાવાર્થ:–રાજદ્વારમાં મહાલક્ષ્મી રહે છે, અને વ્યાપારમાં પણ છે, અને કાંઇ જુજ ખેતીવાડીમા પણ છે, પરંતુ ભિક્ષાવૃત્તિના ધંધામા તો લક્ષ્મી છેજ નહિ.

માટે ભાઇ! હું વ્યાપાર કરું પણ તેની અનુકૂળતા નથી. ખેતીવાડીનુ કર્મ મારી વૈશ્યજાતિને અનુકૂળ નથી; કારણ કે તેમાં શારીરિક બળસંપત્તિની અગત્ય છે, ને ભિક્ષાવૃત્તિ મારાથી થાય નહિ. ભાઇ! તુ કદાચ કહે કે 'ભિક્ષાવૃત્તિનો ધંધો હું કરું', તો તેમાં તે ધંધો તારા જેવા માટે પ્રશસ્ત (શ્રેષ્ઠ) નથી; કારણ કે વર્તમાનમાં યુગપ્રભાવે લોકોની ધર્મશ્રદ્ધા ઘણીજ લુલી, અદૃઢ અને નહિ જેવી થયેલી હોય છે; તથા નાસ્તિકોના સંસર્ગથી ઘણે ભાગે સ્વધર્મ પ્રીતિ અને ઈશ્વરની માન્યતામા પણ ઘણો જનસમૂહનો ભાગ શૂન્ય જોવામા આવે છે. જેથી જ્યોતિષી, યાજ્ઞિક અને પૌરાણિકકર્મ, કે જે ધર્મના અંગમાજ શોભે છે, તો તે ઉદ્યોગો પણ ચાલી શકે તેમ નથી. ક્વચિત વૈદ્યવિદ્યાનો લોકોને ઉપયોગ ખરો, પણ તેમા યોગ્ય રીતે સ્વધર્મ જળવાતો નથી. માટે આપણ બન્નેએ રાજ્યઆશ્રય મેળવી ધન સંપાદન કરવુ. તેમા આપણે બુદ્ધિપૂર્વક યુક્તિથી પ્રથમથીજ મોટા અધિકારમા પ્રવેશ કરવો; પણ હલકા કામમા પ્રવેશ કરીએ તો તેથી આપણે પ્રયાસ વેઠયાનું સારું ફળ ધાર્યા પ્રમાણે થોડા સમયમા મેળવી શકીએ નહિ. માટે આપણે બન્નેએ મળી એકમત થઇ પ્રયાસ કરવો જોઇએ. માટે જો ભાઇ! હુ તને કહું છું કે આપણે રાજ્યાશ્રય મેળવી મોટી સમૃદ્ધિ સંપાદન કરી ઘેર જવુ છે. ને તે આપણું ધારેલુ કામ રાજ્યાશ્રય વિના બીજા ઉપાયે હજારો

વર્ષે પણ થાય નહિ. કોઇ મોટા ધનાઢ્યનો આશ્રય કરીએ તોપણ રાજ્યાશ્રયવિના આપણે ધનવાન્ થઇ શકીએ તેમ નથી. નીતિશાસ્ત્રકારે કહ્યું છે કેઃ—

गम्यते यदि मृगेन्द्रमंदिरे,
लभ्यते करिकपोल मौक्तिकः ।
जम्बुकालयगतेन लभ्यते,
वत्सपुच्छखुरचर्मखण्डनम् ॥

ભાવાર્થ·—જો સિંહની ગુફામાં જવાય તો મોટા હાથીના કુંભસ્થળના મોતી ( ગજમુક્તા )નો લાભ થાય; પણ જો કોઇથી શિયાળની બોડે જવાય તો તેને મૂવેલા વાછડાનું પુંછડું, ખરી કે ચામડાનો કકડોજ મળે માટે બીજા કરતાં સર્વોત્તમ આશ્રય તો રાજ્યનોજ ગણાય છે. પરંતુ સિંહની ગુફાએ જવુ અઘરું છે, તેમજ રાજ્યમાં પ્રવેશ કરવો પણ અઘરો છે; તો પણ પ્રયત્ન કરતાં કરતાં પરિણામે સફળ થવાય છે. એક ભાષાકવિએ પણ કહ્યું છે કે —

પડયા રહે દરબારમે, ધક્કા ધુમ્મા ખાય;
કોઇ દિન લ્હેર સમુદ્રકી, દરિદ્ર સમૂળા જાય.

હવે ભાઇ જો તારે પ્રતિદિન પ્રાતઃકાળમાં ઉઠી શૌચાદિ સર્વ ક્રિયાથી પરવારી ગામમાં ભિક્ષા અર્થે નીકળી પડવું. તે બે ત્રણ ઘડી ફરી જે મળે તેમાં સંતોષમાની આવીને રસોઇ કરી લેવી; ને પછી ભોજન કરી લઇ, મારી થાળી પીરસી, એક અલગ ઠેકાણે ઢાંકી, બારણે તાળુ સાચવી તારે દરબારમાં આવવું. ત્યાં આવી મને કુંચી આપીને બેસવું. તે જ્યાંસુધી હું જમીને આવું ત્યાંસુધી ત્યાં તારે બેસવું. સાંજે સૂર્યાસ્ત થયા પછી મારે અને તારે બન્નેને ઘેર આવ-

વાનું છે. હવે મારે ત્યાં જઇને શું કરવાનુ છે ? કે રાજગઢીના પહેલેજ દરવાજે જ્યાં બધા પહેરેગીર ( દરવાનો ) રહે છે, તેમની સાથે સારું ઓળખાણ કરી ત્યાં અખંડ આપણી બેઠક રાખવી છે. ને ત્યાં આપણે જે કામ કરવાનું તે હું થોડા દિવસ પછી નિશ્ચય કરીને તને કહીશ. પછી તે દુર્બળશાહ અને પદ્માકર બન્ને જણા તે નિશ્ચય પ્રમાણે વર્તવા લાગ્યા. પ્રતિદિન પદ્માકર વહેલો પોતાના ધર્મકર્મથી પરવારી, પ્રાતઃકાળમાંજ ભિક્ષાવૃત્તિ કરી આવે; ને પછી રસોઇ કરી જમીને, દુર્બળશાહ માટે થાળી પીરસી ઢાંકી રાખે. અને દુર્બળશાહ જ્યાં હોય ત્યાંથી તેને ઘેર મોકલી, તે જમીને આવે ત્યાંસુધી તેણે જે બતાવેલું કામ હોય તે કરે. દુર્બળશાહ પ્રતિદિન સૂર્યોદય થયા પહેલાં ઉઠી નાહી, પોતાનું ધર્મકર્તવ્ય કરીને દરબારગઢના દરવાજે જઇને બેસે. એવો તે વહેલો જઇને બેસવા લાગ્યો કે તેના ગયા પછીજ દરવાજો ઉઘડતો હતો. દરવાજા પાસે એક દૂકાનવાળાનો ઓટલો હતો તે ઓટલે બેસવાથી પ્રતિદિન સાંજથી તે સવાર સુધી જેટલાં માણસ દરબારમાં જાય ને નીકળે તે બરાબર જોઇ શકાતું હતું. દરવાજાના દ્વારપાળો ( પહેરાવાળા ) પોતાને બેસવાના ઠેકાણે તે અજાણ્યા માણસને બેસવા ના દે, માટે તે દુર્બળશાહે દરવાજા પાસેની દૂકાનવાળા પાસેથી તે ઓટલો ભાડે લઇ લીધો. ને તેને કહ્યુ કે અમે ગરીબ માણસો છીએ તે કોઇ ચીજ વેચાવા આવે તો અમે માલ વેચનાર તથા લેનાર પાસેથી દલાલી લઈ રળીખાવા એ ઓટલે બેસી રહીશું. તેથી તેમની દલાલની દૂકાન એવી પ્રસિદ્ધિ ગામમાં થઇ. પણ આમનો વ્યાપર તો માત્ર નિરીક્ષણનોજ હતો. દરવાજામાંથી જેટલાં માણસો જાય કે આવે, તેમને ઓળખી લેવાં. તેમના શરીરનું ઉંચાઇ—નીચાઇ, જાડાપણું, પાતળાપણું, શરીરનો રંગ, સ્રી કે પુરુષ, ઇત્યાદિ સર્વ જાણી લેવું ને સાંજે તેનો મેળ

કાઢવો. આવો ઉપરથી નજીવો નમાલો દેખાય એવો ધંધો તેમણે આરંભ્યો. એમ કરતાં કરતાં એક માસ વિત્યો, એટલામાં દરવાજાના દરવાનો સાથે માયા પ્રીતિ ને ઓળખાણ થયું જેથી દરબારમાં જતાં આવતાં સર્વ સ્ત્રીઓ અને પુરુષોને તેમણે ઓળખી લીધાં. પછી બીજો મહીનો થયો ત્યારે બન્નેજણા બરાબર ભોમીઆ થયા કે આ-ટલી સ્ત્રીઓ ને આટલા પુરુષો દરબારમાં છે. તથા આટલા પુરુષો ને આટલી સ્ત્રીઓ રાજાનાં માણસો છે તથા આટલા પુરુષો ને આ-ટલી સ્ત્રીઓ રાણીઓનાં માણસો છે. એમ કરતાં કરતાં એમની નિરીક્ષણ શક્તિ એટલી બધી વધી ગઇ કે ગમે તેવું માણસ જાય ને આવે તેને ઓળખે, કે 'અમુકજ આ ગયેલુ માણસ બહાર નિકળ્યું; ને અમુક નિકળ્યું નથી, કોઇ પણ સ્ત્રી કે પુરુષ, વેશ બદલીને જાય તો પણ જાણી લે. તે ત્યાં સુધી જાણી લે કે અમુક પાત્ર પુરુષ છે, પણ સ્ત્રી વેષે જાય છે. ને અમુક સ્ત્રી છે તે પુરુષના વેશે જાય છે. એવી તો એમની નિરીક્ષણ શક્તિ ખીલી નિકળી કે તેમની અટકળ કદાપિ ખોટી પડે નહિ. એ રાજ્યનો નિયમ એવો હતો કે, સવારે જ્યારે સૂર્યોદય થાય તે પછીજ મુખ્ય દરવાજો ઉઘડે. ને સાંજે સૂર્યાસ્ત થાય તે પછી તે બંધ થાય. પછી કોઇને જવું આવવું હોય તો અગત્યના કારણવાળાએ ગાદીપતિની આજ્ઞા મેળવવી પડે ને તે જેટલાં માણસોનાં નામ લખી આપે તેટલાંનેજ દરવાજામાં પેસવા દે; અથવા નિકળવા દે. એવો એ રાજ્યનો એ સંબંધમાં પાકો નિયમ જળવાતો હતો. તેથી દુર્બળશાહ સૂર્યોદય થયા પહેલાંજ તે દરવાજા પાસેના ઓટલાપર આવીને બેસી જતા. ને મનુષ્યોના નિરીક્ષણ સમયે નેત્રદ્વારા કામ કરી, અવશેષના સમયમાં જપમાળા લઇ પ્રભુનું સ્મરણ કરતા હતા. તે જ્યાંસુધી પદ્માકર ભોજન વેળાના સમાચાર આપવા આવે ને તે બેસે પછી દુર્બળશાહ ઉતારાપર આવી, જમી

લઇ પોતાનાં ભોજનપાત્રો માંજી એઠું અબોટ કરી, પાછા તે સ્થળે આવી બેસતા. પછી બન્ને મિત્રો પરસ્પર વાતો કરતા. ને સાંજના સમયે પાછો પદ્માકર ભોજનની જોગવાઇ કરવા આગળ આવતો. ત્યારે દુર્બળશાહ જ્યારે સાંજે દરવાજો બંધ થાય તે પછી તે ઓટલેથી ઉઠી ઘેર આવતો. રાતે બન્ને જણા વાળુ-પાણી કરી રાજ્યસ્થાનમાં ગયેલાં-નિકળેલાં માણસોની જે નોંધ રાખતા હતા તેનો મેળ કાઢતા હતા. અમુક માણસ આટલું ઉચું આટલુ પાતળું આવુ જાડું કે આવું પાતળું અમુક પુરુષ ને અમુક સ્ત્રી એ પારખવામાં છાતીનો ભાગ, માથું, હાથનું હાલવું તથા પગની ગતિ ઇત્યાદિ સર્વ ચેષ્ટાઓથી એ ગમે તેવો ચતુર માણસ સ્ત્રીપોષાક પહેરી છાતી સુધી ઘુંઘટો તાણી દરબારમાંથી નીકળે કે પેસે તે બરાબર ઓળખી શકતા હતા; તથા એક વાર દૃષ્ટિ તળે પડેલું માણસ ભૂલી જતા નહિ. શરીરનો ગાર કે શ્યામવર્ણ, તેમાં પણ બહુરૂપી જે બનાવે છે તેવો બનાવટી કે સાચો તે સુદ્ધાં ને પારખી શકતા હતા. એમ કરતાં ત્રણ ચાર માસ વિત્યા. આ બે પ્રવાસીઓ તે નિરીક્ષણ વિદ્યામાં ઘણાજ કુશળ થયા. તે પછી તેમને એ પ્રમાણે પ્રયત્ન કરતાં પાચ માસ વીત્યા; તેવામા અકસ્માત્ એવો બનાવ બન્યો કે એ રત્નપુર નગરના રાજા કીર્તિવર્માને ચંડપુર નગરના પ્રચંડ નામે ભિલ્લરાજા સાથે પૂર્વનું જૂનુ વૈર ચાલતુ હોવાથી, તે લોકો એક તો નાનું રાજ્ય ને પૈસાથી ને માણસથી ન્યૂનતાવાળા હોવાથી સામા રહીને યુદ્ધ કરે તો જિતી શકે તેમ ન હોવાથી પ્રપંચથી શત્રુનું સાલ કાઢવાનું ધારી, કેટલાક રૂપાળા દેખાવડા યુવાન અને ચોરી, વિઘાત તથા યુદ્ધ કળામાં કુશળ પુરુષોને છાનાં હથિઆરો, મોટા છરા, કટારો, જમઇઆ વગેરે રાખી તે કીર્તિવર્માની રાજગઢીમાં ગુપ્ત વેશે એક એક પ્રવેશ કરી છેવટે પંચાસ માણસે છાનો પ્રવેશ કરી પછી એક સામટો દરવાજો બંધ

કરી તમામ રાજકુટુંબ સહિત કીર્તિવર્માનો વિનાશ કરી તેનું રાજ્ય પોતાને વશ કરી લેવું ધારી, તે ભિલ્લરાજાએ પોતાના માણસોને આજ્ઞા કરી કે "તમે કોઇ સારાં સારાં વસ્ત્ર ઘરેણાં પહેરી સ્ત્રિયોને વેશે દરબાર ગઢમાં પ્રવેશ કરવા માંડો. ત્યાં એકે એકે અથવા બબે ત્રણ ત્રણ એમ વારા ફરતી તે રાજદ્વારમાં જઇ ગુપ્ત સંતાઇ, તમામ રાજની બધી ગલી કુંચીઓ તથા પેસવા નિકળવાનાં દ્વારોથી ભોમીઆ થવા માંડો" એવો એ ભિલ્લ રાજાનો આદેશ (હુકમ) થયો હોવાથી ધીમે ધીમે તે ભિલ્લરાજાનાં માણસોએ ધોળે દહાડે સ્ત્રિયોના વેશથી દરબારમા પ્રવેશ કરવા માંડયો. તેમાં પહેલે દિવસે બે સુંદર યુવતીઓરૂપે ગૌરવર્ણનાં માણસો ગયાં. દુર્બળશાહે દૃષ્ટિથી તેમનું વર્ણ ઉંચાઇ નીચાઇ શરીરના અવયવોનો ચિહ્નો વગેરે વિચારી લખી લીધાં. ને તે દિવસે રાત સુધીમાં તે બે માણસો નિકળ્યાંજ નહિ. બીજે દિવસે વળી એકજ માણસ ગયું. ત્રીજે દિવસે ત્રણ ગયાં, ચોથે દિવસે બે સવારે બે સાંજે એમ ચાર માણસો પેઠાં, તેમાં પહેલે દિવસે જે બે માણસો ગયાં તે ઘણાં ચતુર હોવાથી દિવસે કોઇ ગુપ્ત સ્થળે ભરાઇ રાતે દિવા બંધ કરી તમામ રાજનાં સ્થળો જોઈ ભોમીઆ થઇ ગયા. એક એવી ગોઝાર (અંધારાવાળો) ઓરડો ખોળી કાઢયો કે તેમાં પચાસે માણસો રહી શકે. વળી તેમાં એક ભોંયરું હતું તે પણ ખોળી કાઢ્યુ; ને તેમા નવાં દાખલ થતાં માણસોને સંઘરવા માંડયાં. એમ કરતાં કરતાં પન્નરેક દિવસ થતાં તો પચાસ માણસો રાજ્યદ્વારમાં પેસી ગયાં આ બધી ચોકસી દુર્બળશાહ અને પદ્માકરે ઘણીજ ઝીણી દૃષ્ટિથી કરી તેની નોંધ કરી રાખી. જો કે રાજના નોકર, ચાકર, શિપાઇઓ, દ્વારપાળ કામ કરે પણ તે કેવું કે બધું ઉંચા જીવથી ઉપર ઉપરથીજ ભભકો રાખવાનો; પણ ઝીણી નજરથી વિવેકપૂર્વક ચોકીદારો ચોકી ન કરે માત્ર ઉપરથી

દેખાવ આપવા ભરી બંધુકે કે ઉઘાડી તરવારે દરવાજે પેરેદારો પેરા ભરે; પણ તે બહારના દેખાવ માટેજ પણ આવાં ગુપ્ત પોગળો તે ચોકીદારોથી પકડાય નહિ. આ બાબતની બધી વાત અને સંકેત પોતાને ઘેર જઇ દુર્બળશાહ અને પદ્માકર રાતે સુઇ રહેતા ત્યારે કરતા. કે હવે પચાસ માણસો દરબારમાં દાખલ થયાં છે માટે હવે આપણે તે છાની રીતે યુક્તિથી રાજાને વિદિત કરવું છે; માટે ભાઇ ! પદ્માકર જ્યારે નિત્ય રાજા સાંજે ફરવા માટે બગીમાં બેસીને નિકળે છે તેમ આજે નિકળે એટલે આપણે તેમને આ હકીકત વિદિત કરવી છે. કારણ કે જો માંહી કાંઇ નવાજૂની બની ગયા પછી કહીએ તો આપણો સ્વાર્થ નહિ સુધરતાં બધો પ્રયાસ માથે પડે; માટે ભાઇ સાહસ કરવુ નથી. સમય જોઇને આજેજ કામ કરી લેવુ છે.

તે પછી તેજ દિવસે દરવાજા પાસેના ઓટલાપર દુર્બળશાહ અને પદ્માકર બેઠેલા હતા ને તે કીર્તિવર્મા રાજાની સ્વારી બહાર નિકળી; દરવાજામાંથી જેવી બગી નીકળી કે તુરત તે બન્ને મિત્રોએ રાજાને પ્રણામ કરી કહ્યુ કે, મહારાજ ! અમે એક આપના મૂલ્ય વિનાના સેવકો છીએ; તથા છ માસથી અમે પ્રતિદિન આપની નોકરી તનમનથી કરીએ છીએ. અને તે સંબંધમાં આપને આજે અમારે એક અગત્યની વિનંતી કરવાની છે કે, આપના દરબારમાં આપની મૂકેલી આટ આટલી ચોકી પહેરાનો બંદોબસ્ત છતાં પણ આશરે પચાસેક માણસો છાનાં ભરાઈ રહેલાં છે, કે તેમાંના કેટલાકને તો આજે પન્નર પન્નર દિવસો થઇ ગયા છે. માટે આપનાં સમસ્ત રાજમંદિરો અને જે જે સ્થળો પ્રસિદ્ધ કે ગુપ્ત હોય તે સર્વ આજે જોવરાવો, નહિ તો વખત બે વખત રાજમાં કાંઈ બખેડો થઇ બેસશે. માટે આપ એકવાર દરબાર ગઢમાં બધાં પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ સ્થળો, ગોઝારો, ભોંયરાં તથા ભંડારો વગેરે સારા શૂરવીર પુરુષોને હથિઆ-

રે સાથે પાસે રાખી, બધે તપાસ કરાવી જૂઓ.

આ વાત રાજાનું ભવિષ્ય સારું માટે તેણે તુરત બહાર ફ-રવા જવાનું બંધ રાખી, તે દુર્બળશાહને તથા પદ્માકરને સાથે લઇ બીજા માણસોને પોતાના સંરક્ષણ માટે પાસે રાખી બધાં મંદિરો, ઓરડાઓ, ખાલી ઘરો, ભોંયરાં, તથા ગોઝારો જોવરાવા માંડ્યાં. તો જ્યાં ભોયરું ઉઘાડ્યુ એટલે તેમાંથી તે સંતાયેલા શત્રુના માણ-સોમાંથી એક જણાને ઉધરસ આવી એટલે તુરત રાજાના શૂરવીર સેવકો ઉઘાડા શસ્ત્રથી માંહી ઉતરી પડ્યા. ત્યારે તેમાં પચાસે માણસો ભરાઇ રહેલા હતા તે સમાચાર રાજાના સેવકોએ રાજાને કહેવરાવ્યા એટલે રાજાએ આજ્ઞા કરી કે તે ચોર લોકોને કહો કે, જો જીવવું હોય તો તમે બધા અમારા સ્વાધીન (તાબે) થઇ જાઓ; ને ના મા-ને તો તેમને ભોંયરામાં મારી નાખીનેજ બહાર કાઢો. આ પ્રકારે રાજાની આજ્ઞા શત્રુનાં માણસોને જણાવતાં તેઓએ કહ્યુ કે અમે તમારા સ્વાધીન થઇ જઇએ છીએ; માટે અમને મારી નાખશો નહિ. પછી રાજાના સેવકોએ તે પચાસે માણસોને હાથે પગે બેડીઓ નાં-ખી, પકડી લીધા. ને બધાને બંધીવાન બનાવી રાજા પાસે લઇ ગ-યા, ને રાજાએ પૂછ્યું કે તમે અહીં શા હેતુથી આવ્યા હતા ? ત્યારે તે સર્વએ મારની બીકે કહ્યુ કે અમે ભીલ્લરાજાના માણસો છિએ, ને અમે બધા ભેગા થઈ તમને તમારા કુટુંબ સહિત મારી નાખી આ તમારા રાજ્યનો સ્વામી અમારા પ્રચંડ નામના ભિલ્લરાજાને કરવાના હેતુથી અમે બધા અહીં સંતાઇ રહેલા હતા. પણ તેમાં અ-મારો રાજા હિનભાગી કે અમે અહીં પકડાઇ ગયા. માટે અમને કો-ઇને મારશો નહિ અમે અહીં જીવવા માટે તમારા આધીન થયા છી-એ; માટે હવેથી તમારાજ છીએ. તે પછી તે કીર્તિવર્માએ અકારણ મનુષ્ય હિંસાનું મોટું પાપ ન કરવું તેમાં વળી તેઓ શરણે આવે-

ણાની પેઠે આધીન થઇ ગયા માટે તેમને અભય આપ્યા પછી જો તેમને મારી નાખવામા આવે તો પ્રાયશ્ચિત્તથી ન નિવારણ થાય એવુ વિશ્વાસઘાતનું મહા પાપ લાગે. તે બધા શત્રુના માણસોને કારાગ્રહ-માં તેઓ દુખી ન થાય એમ રાખી લીધા, ને તે પછી દુર્બળશાહ અને પદ્માકરની સાથે તે કીર્તિવર્મા રાજા પોતાના હાથે તેમની અ-ત્યંત પ્રેમથી ભેઠ લઇ મળ્યો. ને કહ્યુ કે મારા જીવનને જાળવનારા, મારા ઉપર અનવધિ ઉપકાર કરનારા, સજ્જનો ! તમે બન્ને જણા કોણ છો ? ને તમે મારી જાતના, કુટુંબના, અને મારા રાજ્યના ર-ક્ષણ કરનારા, તથા મારા ઉપર અસંખ્ય ઉપકાર કરનારા ભાઇઓ ! તમે કોણ છો ? ક્યાં રહો છો ? અને મારી અનન્ય કૃપાના પાત્ર ત-મે શી રીતે થયા ? તે કહો. મિત્રો હુ તમારા ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકું ? આ પ્રમાણે જ્યારે કીર્તિવર્માએ કહ્યું ત્યારે,

દુર્બળશાહ—રાજન્ ! અમે કોઇ દૂર દેશના પ્રવાસીઓ છીએ. વિપત્તિવશાત્ અમે અમારાં વતનો છોડી પ્રવાસે નિકળ્યા છીએ. ને અદૃષ્ટ યોગે અહી આવી ચઢ્યા છીએ.

કીર્તિવર્મા—અરે હવે તે તમારે વિપત્તિ હોય ? અમે ગ-જાઓ કોઇને ભાઇ કે મિત્ર કહીને બોલાવીએ નહિ, છતાં તમે જે મને શત્રુના પંજામા ફસાઈ કુટુંબ સહિત અકાલ મૃત્યુના મોમા પડતાં બચાવ્યો; તો પછી તમને સગા ભાઇ કે સન્મિત્ર ગણવા તે કાંઇ વિશેષ નથી. ભાઇઓ આ રાજ્ય, ધન અને ખજાનો એ સર્વ તમારાં છે. ને હવે તમે બન્ને જણાઓ રાજગઢોમાંજ તમને એક સુંદર રહેવાનું સ્થળ આપુ છુ. તે તમે બન્ને અહીં આવી રહો. તમારા માટે જે જે કાંઇ ખરચ થાય તે બધું રાજખરચખાતા-માંથીજ થશે. હાલમાં તમારું વાર્ષિક ખરચ બધું રાજગઢીમાંથી મળશે. તમારા માટે ચાકરો રસોઈઆ વગેરે બધો હું બંદોબસ્ત

કરું છું. તમારે નિરંતર આ રાજ્યમાં મારા નાના મોટા સર્વ નોકરોના કામ સંભાળવા અને અહીંજ રહેવું.

તે પછી દુર્બળશાહે કહ્યું કે, અમે આપનાજ છીએ. ને આપનીજ નોકરી કરવા ઇચ્છીએ છીએ. તથા આપના સાનિધ્યમાં રહી આપનુંજ હિત ઇચ્છીએ છીએ. એમ કહી કીર્તિવર્માના આગ્રહથી તેઓ રાજગઢીમાં એક સુંદર સ્થાનમાં આપીને રહ્યા. તે પછી દુર્બળશાહને કીર્તિવર્માએ પોતાનો ખાનગી કારભારી કરીને રાખ્યો. ને પદ્માકરને તે રાજ્યના ન્યાયાધિશનો અધિકાર આપ્યો એમ કરતાં કેટલાક દિવસો વ્યતીત થતાં કીર્તિવર્મારાજાનો પ્રધાન બહુ વૃદ્ધ હોવાથી તેમને વાર્ષિક ખરચ ઘેર બેઠે આપવાનો નિયમ કરી, તે મુખ્ય પ્રધાનની પદવી દુર્બળશાહને આપી. પછી દુર્બળશાહપર રાજાની પ્રીતિ દિનપ્રતિદિન વિશેષ વૃદ્ધિ પામવાથી એક દિવસ તે કીર્તિવર્માએ દુર્બળશાહને તે બંન્ન મિત્રોની યથાર્થ મૂળ સ્થિતિ જાણવાની જિજ્ઞાસા બતાવી. તેથી દુર્બળશાહે પોતાના પ્રતિ શુદ્ધ લાગણીવાળા તે રાજાને પોતાની અને પદ્માકરની મૂળ સ્થિતિ તથા પ્રવાસે નિકળવાનુ સર્વ કારણ કહી બતાવ્યુ ને તે પછી તે રાજાએ કહ્યુ કે તમે મારો ને મારા કુટુંબનો જીવ ઉગારવા ઘરનુ અન્ન ખાઇ પ્રયત્ન કર્યો છે, તે હું ભૂલી ગયો નથી. હવે હુ, તમે, અને પદ્માકર આપણ ત્રણે સહોદર ભાઇ જેવા એકજ મન, વાણી અને ક્રિયાવાળા થઇ, સંપીને અહી રહીશું. મારું શરીર, રાજ્ય અને ધનનો ખજાનો એ સર્વ તમારેજ સાચવવાં. ને મારે તમે બન્ને મિત્રોની સાંસારિક ઉન્નતિ કરવી. એ મારા ધ્યાન બહાર નથી હું તમારાથી કાંઇ પણ છાનું કામ કરીશ નહિ. આપણુ ત્રણ મળીનેજ એ કાર્ય કરીશું. મારા રાજ્યની જે જે સમૃદ્ધિ છે તે આપણ ત્રણનીજ છે. માટે હમણાં તમે બન્ને જણા થોડા દિવસ જો તમારે ઘેર જવું

હોય તો જઇ, તમારા કુટુંબ સહિતજ અહીં આવીને રહો. કારણ કે તમારા વિયોગમાં હું એકલો રહેવા ચહાતો નથી.

દુર્બળશાહ—રાજન્! અમારે પણ જ્યા પોતાનો નિર્વાહ થાય તથા સુહૃજ્જનોના સમાગમમાં રહી કાંઇ બની શકે તેટલી ધર્મસેવા થાય તે પછી સ્વદેશ પરદેશનું કાંઇ કામ નથી. જીવ માત્ર પ્રભુના સ્વરૂપને ભૂલવાથી સંસારમાં આવ્યા છે, તે બધા પ્રદેશીઓજ છે; ને ખરો સ્વદેશ તો ઇશ્વરનું સ્વરૂપ એજ છે. તે પ્રભુના સ્વરૂપમાં સમાવું તેજ સ્વદેશ ગમન છે. જ્યાંસુધી જીવ બધા સ્વસ્વરૂપથી ભિન્ન થઇ રહેલા છે. તે સર્વ પ્રદેશવાસીજ ગણાય છે. પરંતુ મારે તો ઘેર એટલો બધો કુટુંબનો પ્રેમ છલકાઇ જતો નથી, પણ કંટાળેથી દુખી થઇ નિકળ્યો છુ. પરંતુ પદ્માકરને એક મા છે કે જેને આપણ બન્નેએ તેમને અહીં પધરાવી સેવા કરવા તુલ્ય છે. તથા તે પદ્માકરની પત્ની છે કે જે સાક્ષાત્ લક્ષ્મી કે પાર્વતી સમાન મહાસતી છે. કે જેમની તમારા જનાનાની રાણીઓને સેવા સત્સંગ કરવા યોગ્ય છે. માટે તેમને અને કદાચ પદ્માકરની સ્ત્રી નિર્મળાનાં ભાઇ ભોજાઇ જો આવે તો આપણે તે બન્ને બ્રાહ્મણોની નિરંતર પૂજ્યભાવે સેવા કરવી યોગ્ય છે.

કીર્તિવર્મા—દુર્બળશાહ ભલે તમે જેમ કહેશો તેમ હું કરીશ, પણ એ પવિત્ર દ્વિજોને તેમના ઘરકુટુંબસહિત ભલે આપણા રાજ્યમાં વસાવો. કારણ પવિત્ર કુટુંબના વસવાથી રાજ્યનું શ્રેય થાય છે, ને તે શ્રેયમાંજ આપણ સર્વનો પણ ભાગ છે.

દુર્બળશાહ—ભલે આપની ઇચ્છાનુસાર સૌ સારાં વાનાં થશે.

તે પછી કીર્તિવર્માએ દુર્બળશાહને તેના પોતાના રાજ્યની વંશપરંપરા પ્રધાનપદવિનો દુર્બળશાહની વંશપરંપરાને સારું તાંબાના પત્રાપર લેખ કરાવીને આપ્યો. તથા તે રાજ્યમાં ન્યાયાધીશનો

રાજ્યની વંશપરંપરાનો અધિકાર પદ્માકરની વંશપરાને તાંબાના પત્રાપર લેખ કરાવીને આપ્યો; ને કહ્યું કે તમે જો પદ્માકરની પત્નીનાં ભાઇ-ભોજાઇને તેડી લાવશો, તો તેમને હુ મારા રાજ્યમાં ધર્માધ્યક્ષની પદવિ આપી પ્રસન્નતામાં રાખીશ. તે પછી રાજાએ દુર્બળશાહ તથા પદ્માકરને જે કાઇ આપવું તે તેમનો ઉપકાર જેવો અમૂલ્ય હતો, તેમ એમને આપવું તે પણ અગણિત આપવું એમ ધારી, ઘણા ઉદાર ચિત્તથી કેટલાંક સાચા મોતી, હીરા, માણેક, પોખરાજના અલંકારો, ઘણું સોનુ, રૂપું, અને રત્નના અલંકારો આપ્યા. ત્યારે દુર્બળશાહે કહ્યુ કે અમે ઝટ પાછા આવવાના છીએ તો આટલું ધન ઘેર શુ કામ લઈ જવુ જોઇએ ? અમે આવીને જ્યારે જૂદા રહીએ ત્યારે આપજો. અને માત્ર સારા માનમાં જવાય, આપની શોભા વધે, એવાં પહેરવા જેવા વસ્ત્રો, અલંકારો ને વાટખરચી જેટલુ ધન આપી હમણાં વિદાય કરો.

કીર્તિવર્મા—ભલે ત્યારે એ બધુ છો પડયુ; તમે જઇ આવશો ત્યાં સોરા તમારામાટે સારા રહેવાના ઘરો હુ બંધાવું છુ. ને તે તૈયાર થયે જે મે તમને અર્પણ કર્યું છે તે બધું તે સ્થાનોમા પાકા ચોકીથી હુ રખાવીશ. રાજ્યની વાત બધી ચલિત ગણાય છે માટે જે જે શુભ સંકલ્પો થાય તે શિઘ્ર કરીજ લેવા.

કિર્તિવર્માએ દુર્બળશાહ તથા પદ્માકરને ઉપયોગ જેટલા સાહિત્યો આપી તેમને તેમના સ્વદેશમાં મોકલ્યા. એક તો પોતાનો અમાત્ય ( પ્રધાન, ) તથા ન્યાયાધીશ રાજ્યના મુખ્ય અને અતિ ઉપયોગના હોવાથી મોટા માનવાળા એટલુંજ નહિ પણ પોતાના ઉપર આવેલી અસાધારણ વિપત્તિનું વારણ કરનારા અને સ્નેહથી સહોદરભાઇ ( સગાભાઇ ) તુલ્ય માનેલા, તેથી તે પોતાના આપ્ત માણસોનું સારી રીતે માન મહત્તા જળવાય

એ પોતાના રાજ્યની શોભા છે; એમ જાણી, તેમની સાથે ડંકો, નિશાન, કેટલાક ઘોડેસ્વારો, હાથી, રથ, સુખપાલ, મેના અને શસ્ત્ર-સહિત સેનાનાં માણુસો, તથા ઘણી મોટી સંખ્યાનુ દ્રવ્ય, તથા કેટલાક દેરા તંબુ અને ઉપયોગી સર્વ સાહિત્યો આપ્યાં. અને તે બન્ને જણામાટે પોતાના ઘણાજ વિશ્વાસુ અંગરક્ષકોને પણ મોકલ્યા. ને થોડેક સુધી તે કીર્તિવર્મા પોતે તે બન્નેજણાને વળોટાવવામાટે ગયા. ને છેવટે 'તમે સર્વ વહેલા આવજો' એમ કહી, દુર્બળશાહ તથા પદ્માકરની પ્રાર્થનાથી તે પાછા ફરી પોતાના ગામમા આવ્યા.

તે પછી દુર્બળશાહ અને પદ્માકરની સ્વારી ત્યાંથી પૂરપાટ માર્ગ કાપવા લાગી. સાંજે જ્યાં સૂર્યાસ્ત થાય છે, ત્યા રાત્રિએ નિવાસ કરી પ્રાતઃકાળ થતાં આગળ પ્રયાણ કરે છે ને સાયંકાળે જો ગામ આવે તો ગામ, નહિ તો અરણ્યમા પણ નિવાસ કરતા ચાલે છે. એવામા એમ બન્યુ કે એક દિવસ તેઓએ અરણ્ય (વન)મ સર્વને રહેવાની અનુકૂળતા જળાશયો આદિ સ્થળો હોવાથી ત્ય નિવાસ કર્યો હતો. ને રાત્રિએ સર્વ માણુસો સમયસર ખાઇ–પી પરવારી સૂઇ રહ્યા હતા. ચોકીદારો ઉઘાડા શસ્ત્રોથી પડાવ ફરતા ચોકી કરતા હતા. તેવામાં રાત્રિ ત્રણેક પહોર વીતવા આવી, ત્યાં તે ચોકીદારોએ દક્ષિણુ દિશા ભણી મોટો અગ્નિ સળગતો જોયો ને તેથી બીજા માણુસોને જગાડી દુર્બળશાહ તથા પદ્માકરને જગાડી ખબર આપી. તે બન્ને જણા પોતાના તંબુમાથી બહાર નિકળી જુએ છે તો દક્ષિણ ભણીથી દવ બળતો બળતો પોતાના ભણી આવતો જણાયો. કે તુરત સર્વ સૈન્યને જગાડી સાવધ કરી, ત્યાંથી પડાવ ઉઠાવી બીજી દિશાભણી સ્વારીને ચાલવાની આજ્ઞા કરી; ને જેવું આગળ પ્રયાણ કરવા જાય છે ત્યાં બાકીની પૂર્વ, ઉત્તર અને પશ્ચિમભણીથી પણ દવ બળતો બળતો પોતાના ભણી આવતો જણાયો,

કે જેને જોતાં હાથી અને ઘોડા વગેરે પશુઓ ઉંચા સાદે ચીસેચીસો પાડવા લાગ્યાં ને તમામ સેનાનાં માણસો પણ આક્રંદપૂર્વક બૂમો પાડવા લાગ્યા; કે હવે આપણુ સર્વનો અંત આવ્યો. એ સમયે તો ભરદરિએ જેમ કોઈ સમુદ્રના તોફાનથી વહાણ ડુબવાની તૈયારી થતા જેવો આક્રંદ થાય તેમ તે સેનામાં થવા લાગ્યો. આવી મહા ભયંકર આપત્તિમાં દુર્બળશાહે તો એ હાથ જોડી મહાસતી નિર્મળાનું સ્મરણ કરી માનસિક( મનથી )પ્રણામ કરી કહ્યુ કે હે દેવિ ! અમે સર્વ તારે શરણે છીએ, માટે અમને ઉગાર્ય. તારા પુણ્યપ્રતાપે મારાં સર્વ વિઘ્નો નિવૃત્ત થયાં છે. તેથી આશા છે કે આ આપત્તિમાંથી પણ અમને તુંજ મુક્ત કરીશ. તે પછી સર્વ સેનાનાં માણસોને કહ્યુ કે ભાઇઓ જો તમારે ઉગરવું હોય તો વારવાર નિર્મળાદેવીનો જયજય કાર બોલો. તેથી તમામ સેનાના માણસોએ ઉપરા ઉપરી નિર્મળાદેવીની જે, નિર્મળાદેવીની જે, એમ ઉપરાઉપરી જય બોલવા લાગ્યા. પદ્માકર એકચિત્તે શ્રીસદાશિવનું સ્મરણ ધ્યાન કરવા લાગ્યો. એવામાં ત્યા અણધારી વાદળીઓ વાયુના ઉપદ્રવ વિના આકાશમાં ચઢી આવી, ને અકાળ ચોમાસાની ઋતુ વિનાજ એક સામટા કરા પડી મોટે મોટે ફોરે વર્ષાદ વરસવા લાગ્યો. ને તે પછી મોટી ધારાથી વર્ષાદ વર્ષ્યો. ને ચારે બાજુનો દવ તેણે ઠારી દીધો. જે બાજુએ ચોતરફ અગ્નિ લાગતો હતો ત્યાંજ પુષ્કળ વર્ષાદ, અને સ્વારીના માણુસો ભણી કાંઇ નહિ; એવી રીતે વર્ષાદ વરસ્યો. ને ફરતો બળતો દાવાનળ શાંત થયો. આવો અદ્ભૂત ચમત્કાર જોઈ સર્વ માણુસોને દુર્બળશાહે કહ્યું કે આ અદ્ભૂત પ્રભાવ મહાસતી નિર્મળાદેવીનો છે, ને એનાજ પ્રતાપે આપણુ સર્વ મૃત્યુના મુખમાંથી ઉગર્યા છીએ.

પદ્માકરને ઘેર તે દિવસે રળિયાત બાઇની પાસે ભૂમિપર પ-

થારી કરીને નિર્મળા સૂઇ રહી હતી. તેને ત્રણ પહોર રાત્રિ વિત્યા પછી પ્રતિદિન પોતાના પતિના આયુષ્ય આરોગ્યની વૃદ્ધિ સારું શ્રીસદાશિવનું સ્મરણ ધ્યાન કરવાનો નિયમ હોવાથી તે પોતાની પથારીમાં બેઠી બેઠી મહેશ્વરશ્રીનું સ્મરણ ધ્યાન કરતી હતી. ત્યાં અકસ્માત્ કાંઈ તેને એવું મનોરાજ્ય ( મનમાંથી ઉઠેલા સંકલ્પોનો દેખાવ ) જેવું દેખાયું; કે, એક મોટા જંગલમા પોતાનો પ્રાણપતિ પદ્માકર અને દુર્બળશાહ ચાલ્યા જાય છે, તેમના ફરતી જાણે કે અગ્નિની જ્વાળાઓ ચારેપાસથી દોડતી હોય એવું જણાયું; તેથી પોતાનું ચિત્ત ગભરાયું ને ઓ બા ! ઓ બા ! ઓ બા ! એમ ત્રણવાર બોલી જવાયું. એટલે રળિયાતબાઈ ખમા ! ખમા ! ખમા ! બા. શું થયું ? બેટા નિર્મળા ! એટલામાં નિર્મળા તો સ્તબ્ધ (જડ) જેવી થઇ ગઇ, ને કાંઇ બોલી નહિ. તેનું કાળજું ધડકવા લાગ્યું. કાંઇક ભય જેવું પણ લાગ્યું. પરંતુ પછી બોલી કે હે પાર્વતીપતિ મહેશ્વર ! સદાશિવ ભગવાન્ ! હે મહામાયા પાર્વતીજી ! હે મહાસતી અરુંધતીજી ! હે મહાદેવી અનસૂયાજી ! આ આપની પુત્રી આપના શરણે છે. જો મારાથી મારા પતિની શુદ્ધ ભક્તિ થઇ હોય ને મારાથી શુદ્ધ શીલવ્રત સચવાયું હોય તો મારા સ્વામી અને તેમનો મિત્ર આ પ્રાણઘાતક કષ્ટથી મુક્ત થજો. આ પ્રમાણે નિર્મળા બોલી ત્યાં પાછો એક એવો દેખાવ દેખાયો કે કોઇ એક ગૌર(ગોરા)વર્ણના કપાળમાં તથા બાહુ, હૃદય, કંઠ આદિ સ્થાનોએ વિભૂતિનાં ત્રિપુંડ્ર કરેલાં છે. રુદ્રાક્ષની માળા કોટમાં પહેરી છે, માથે મોટી પાણીથી ભીંજાયેલી જટા બાંધી લીધેલી છે અને વ્યાઘ્રચર્મ પર બિરાજી પરબ્રહ્મનું ધ્યાન કરે છે. તેઓનાં નિર્મળાને દર્શન થયાં ને થોડીવારમાં તે મહેશ્વરસ્વરૂપ ઋષિજીએ નિર્મળાને કહ્યું કે પુત્રા ! તારા પતિને ને તેના મિત્રને અગ્નિ તો શું ? પણ કાળથીએ કાંઇ થઈ શકે એમ

નથી. માટે બેન ! શાંત થા; શાંત થા. તારો પતિ વિપત્તિમુક્ત થયા છે. સતીનાં સુરક્ષિતને કાળ પણ લઇ શકતો નથી. તે પછી ત્રણ સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ વય( ઉમ્મર )માં વૃદ્ધ દેખાઇઓ. ને તેમને નિર્મળાએ કહ્યું કે આપ ત્રણેને હું અભિવંદન કરું છું. ત્યારે તે દેવિઓ સાથે બોલી કે અખંડ સૌભાગ્યવતીભવ. તે પછી બધો દેખાતો દેખાવ અદ્દશ્ય થઇ ગયો.

પછી રળિયાતબાઇએ નિર્મળાને પૂછ્યું કે, બેટા ! એ શું હતુ ? તુ કેમ બૂમો પાડતી હતી ? ત્યારે તેણે પોતાના હૃદયમાં જોયેલો સર્વ વૃત્તાંત કહિ બતાવ્યો. ત્યારે રળિયાતબાઇએ તેને પ્રભુના સ્મરણ ધ્યાનનું, પતિવ્રતધર્મનુ, અને શીલવ્રતનુ કેટલુંક મહાત્મ્ય કહી બતાવી તેને શાંત કરી.

તે પછી પદ્માકર અને દુર્બળશાહની સ્વારી તે વનમાથી ઉપડીને પૂરપાટ માર્ગ કાપવા લાગી. તે પ્રભાસથી માત્ર સાત ગાઉજ દૂર સિતારગામ નામે એક નાનુ ગામ છે કે જ્યાં તે દુર્બળશાહનું સાસરૂ છે, ત્યાં તે સ્વારી આવી. ને ત્યા તે ગામની ભાગોળે સર્વ મનુષ્યોએ એક દિવસ વિશ્રાંતિ લેવા માટે દુર્બળશાહની આજ્ઞાથી નિવાસ કર્યો.

પછી દુર્બળશાહે પોતાના મિત્ર પદ્માકરને કહ્યું કે, મિત્ર પદ્માકર ! આ સિતારગામ મારા સાસરાનુ ગામ છે, ને જ્યારે હુ મારા બાપની પેઢીના વહીવટ ઉપર હતો ત્યારે મારા સાસરાના તથા સાળાઓના મને તેમને ઘેર પગાણાગતિ માટે તેડાવવાના ઘણા આગ્રહના પત્રો આવતા હતા; પણ મને અવકાશ ન મળવાથી મારાથી ત્યા જવાયુ નથી. અને તેઓ ઘરની સ્થિતિમાં ઘણા દુર્બળ છે, માટે મારે માત્ર એકજ દિવસ તેમને ઘેર તેમની સંભાળ કાઢવા માટે છાની રીતે કોઇ ઓળખે નહિ એમ ગુપ્ત વેશે જવું છે. માટે હૂ ત્યાં

જઇ તેમને મળીને આવું ત્યાં સુધી આપણી આ સ્વારીને સર્વ માણુસોની સ્થિતિ અહિંજ રાખજો; ને તમે બધાંની સંભાળ રાખજો. એમ કહી બીજા દિવસે પોતે સાધારણ કોઇ ગરીબના જેવાં લુગડાં પહેરી, તે ગામમાં પોતાના સાસરાને ઘેર એક દોરીલોટો ખભે નાખી હાથમાં નાની લાકડી રાખીને ગયો. પરંતુ ત્યાં પણ કપૂરચંદ શેઠે પોતાના દિકરા દુર્બળશાહને પિતાથી વિરુદ્ધ ચાલવાના નિમિત્તે કાઢી મૂક્યો છે, એવી વાત પ્રસિદ્ધ થયેલી છે. તથા દુર્બળશાહના ગયા પછી કપૂરચંદ શેઠે દુર્બળશાહની સ્ત્રી વિજાગીને પણ તેના પિયરમાં મોકલી દીધી છે. માટે તે પણ ત્યાં સિતારગામમાં પોતાના બાપને ત્યાંજ હતી. દુર્બળશાહ પોતાને ઘેર એક સાધારણ દીન સ્થિતિમાં આવ્યો તે જોઇ તેના સાસરા કે સાળાઓએ કોઇએ પણ તેને યોગ્ય માનથી કે પ્રેમથી, હર્ષ ભરેલા મનથી બોલાવ્યો નહિ. પણ કોઇ કોઇ અણઓળખીતો માણસ ઘેર આવે, એવી રીતે ના છૂટકે આવો–બેસો કહી બોલાવ્યો. પણ ધણેભાગે તીરસ્કાર બુદ્ધિથી તેની સાથે વર્તવા લાગ્યા. મધ્યાહ્ને ભોજનના સમયે પણ તેની કાંઇ પ્રીતિ-પૂર્વક પરોણાગત (મેમાનગતિ) ના કરતાં સાદું ભોજન કરાવી જ-માડયો. અને દુર્બળશાહ પોતાના ગૃહકુટુંબનો ત્યાગ કરીને ચાલી નિકળ્યા, તે સંબંધી ઘણા તોછડાં વચનોમાં બહુ ઠપકો દીધો. જેથી દુર્બળશાહ જેવા વિચક્ષણને મનમાં ખાતરી થઇ કે સંસાર બધો સ્વાર્થી અને ગરજમતલબી છે; સંબંધ બધો પૈસાનો છે.

દુર્બળશાહ, સિતારગામમાં પોતાના બાપને ઘેર આવ્યા તે જોઇ, તે દુર્બળશાહની સ્ત્રી વિજાગીના હૃદયમાં ઊનું કડકડતું તેલ રેડાયું. કારણ કે જે તેના દુર્દૈવ( નઠારા ભાગ્ય )ને લીધે જ્યારે દુર્બળશાહને કપૂરચંદે કાઢી મૂક્યો કે તુરત મનમાં એમ માની બેઠી હતી કે, મારો ધણી તો હવે ક્યાંય રખડી રખડીને

આટો–પીટી થઇ જશે . ને હવે મને જૂવાનીમાંજ ભોગવાવું પુરુષ સુખ નહિ મળે ને મારું જોબન નિરર્થક જશે માટે શા સારું એની વાટ જોઇ સાસરાના ઘરમાં પેટ ભરવા પડી રહેવું? ધણી ગયો તો હવે માથેથી એક સાલ ગયું. માટે હવે તો મારે મારા પિયરમાં જવું ને ત્યાં જઇ છૂટથી કોઇ સારા છેલછટાક જારપુરુષ સાથે પ્રીતિ કરી જુવાનીના લ્હાવારૂપ સુખ ભોગવવું. એવો વિચાર કરી સાસરેથી સાસુ સસરા સાથે લઢી, બાપને ઘેર આવીને રહી હતી. અને તેણે કોઇ મહા દુરાચરણી એક હલકી જાતના જાર પુરુષ સાથે વ્યભિચારનો સંબંધ બાંધ્યો હતો. જેથી તેણે દુર્બળશાહને પોતાના બાપને ઘેર આવ્યો જાણી તેના હૃદયમાં મોટો ધ્રાસકો પડયો કે આ રોયો તો હજુ જીવતો મૂઓ છે. ને પાછો અહીં કયાંથી આવ્યો? માટે મને જરૂર ને તેના બાપને ઘેર લઇ જશે; જેથી મારા જારસુખમાં મોટું વિઘ્ન આવ્યું. માટે મારે હવે તે જીવતા ધણીનું સમૂળગું સાલજ કાઢી નંખાવવું. હું આજ રાતે તેનો મારા ઉપપતિ ( જારપુરુષ ) પાસે તેનો વધ કરાવી નંખાવીશ. કે જેપછી હું નિશ્ચિંત થઈ મોટી મોજ ઉડાવીશ.

એ પ્રમાણે તેણે અભાગિયણે વિચાર કર્યો. પછી તે દિવસે દુર્બળશાહ ત્યાં રહ્યા. ને રાત પડી ત્યારે દુર્બળશાહના સાળાઓએ તેમનો ખાટલો ઘર આગળની ખડકીમાં ઢાળ્યો ને તેમાં એક લૂગડાંના ગાભાની ફાટેલી ગોદડી નાંખી આપી ને કહ્યું કે, શેઠ આ તમારે સૂઇ રહેવા માટે છે; પછી દુર્બળશાહ જઇને તેમાં સૂતા. પણ ખાટલો તો ઘણો સજીવ–માંકણોના ભંડારરૂપ હતો, તેથી ,દુર્બળશાહને લેશ પણ નિદ્રા આવી નહિ. તેથી ઉઘાડાં નેત્રો રાખી આ સંસારની કુટિલાઇ સંબંધનો વિચાર કરતો હતો. ને જ્યાં બરાબર મધ્ય રાત્રી વીતિ ગઈ ત્યાં વિજળીબાઇ

પોતાના જાર પુરુષની સેવા બજાવવા માટે પોતાના શરીરને શણગારી શરીર ઉપર એક કાળું વસ્ત્ર ઓઢી, છાનાંમાનાં બહાર નિકળ્યાં. ને જાણે કે મને કોઇ દેખતું નથી એવી રીતે ખડકીનાં કમાડ ઉઘાડી, બહાર નિકળી આગળ ચાલવા લાગ્યાં. આ આશ્ચર્ય જોઇ દુર્બળશાહને તે બાઇનાં ગુપ્ત ચરિત્રો જોવાની ઇચ્છા થઇ કે, હું પણ જોઉં તો ખરો કે આ કર્કશા બાઇ ક્યાં સીધાવ્યાં ? એમ વિચારી તુરત તે પણ વિજળીની પછવાડે ચાલવા લાગ્યો. વિજળી બાઈ તો પોતાના છેલછટાક ધણીનું મન મનાવવા વેગમાં ચાલતાં હતાં. પણ એવામાં પાછળ મો ફેરવીને જોયું તો પોતાનો ધણી દુર્બળશાહ પાછળ આવતો જોયો. એવામાં નિત્યના કરતાં આજે વિજળીને આવતાં વાર થયેલી જાણી, તેનો જાર પુરુષ પોતાના હાથમાં ઉઘાડું તુરતમાં સજાવેલું ખડ્ગ (તરવાર) રાખી, તે ઉપર લુગડું ઓઢી વિજળીના સામો આવતો હતો. તેને ઓળખી વિજળીએ તે જારપુરુષને કહ્યું કે, આ પાછળ આવે છે એ મારા ને તમારા સુખનો વિઘાતક છે. માટે પાસે કાંઇ હોય તો તેનો અવિલંબ (તુરતમાં તુરત) ઉપયોગ કરો.

એ પ્રમાણે વિજળીનું કહેવું સાંભળતાં તે તેના નીચ જારપુરુષે તે ખડ્ગના એક પ્રહારે દુર્બળશાહનું ધડ અને મસ્તક જૂદા કરી નાખ્યાં. પછી ઘોર કર્મ કરનારાં તે પાપી આશુકમાશુક પોતાના પાપકર્મમાં પ્રવૃત્ત થવા પોતાને ઠેકાણે ગયાં. ને દુર્બળશાહનું મૃત શરીર ત્યાં રાજમાર્ગ ઉપર પડ્યું. આ સંસારમાં સર્વાગે ક્રૂરતાવાળું કોણ ? તેના સંબંધમાં સુભાષિતરત્નભાંડાગારમાં કહ્યું છે કે—

किं क्रूरं फणि दयं ? नरपि किं क्रूरमंगनाहृदयम् ।
क्रूरात्क्रूरतरं किं पतिसुतधन निष्कामिनी हृदयम् ॥

ભાવાર્થ:—કોઇ કવિ બીજા કવિને પૂછે છે કે,–'સંસારમાં ક્રૂર (નિર્દય, કઠિણ હૃદયવાળો, ઘાતકી કામ કરનાર અથવા હિંસા કરનાર) કોણ?' તેના પ્રત્યુત્તરમાં બીજો કવિ કહે છે કે 'ક્રૂરનો સર્પનું હૃદય [સિંહ અને કાળ]' પૂછનાર કવિ પૂછે છે કે ફરી 'બીજું ક્રૂર કોણ' તેના પ્રત્યુત્તરમાં બીજો કવિ કહે છે કે 'સ્ત્રીનું હૃદય ક્રૂર' ત્યારે તેથી પણ સંતોષ ન થવાથી પૂછનાર કહે છે કે '[સર્પ સિંહ અને કાળ] એમના કરતાં પણ જેની ક્રૂરતા બીજા કોઇથી વધેજ નહિ એવું ક્રૂરમાં ક્રૂર કોણ?' ત્યારે બીજા કવિએ કહ્યું કે એવું ક્રૂરનો 'ધણી, ધન અને દિકરા વિનાની સ્ત્રીનું હૃદય.' કારણ કે એનાથી બીજા કોઇનું ક્રૂરપણું વધી શકતુ નથી.

એજ વચનનો ભાવ આ મહાનર્કની શિક્ષા ભોગવવાને પાત્ર બનેલી વિજળીના કૃત્યથી યથાર્થ સમજાય છે.

દુર્બળશાહ સિતારપુરમાં ગયા પછી, પદ્માકરે વિચાર કર્યો કે અરે મે કેવું સાહસ કર્યું? 'હુ મારી માનુ વચન ભૂલ્યો, મને મારી જનિત્રી (મા) એ કહ્યું છે, કે 'તું એને જરા પણ સુનો મૂકીશ નહિ.' તો જ્યારે એ ગરીબવાણીઆના વેશે એના સાસરાને ઘેર ગયો તો મારે પણ એક ટેલીઆ બ્રાહ્મણનો વેશ લઇને તેનો ગુમાસ્તો, નોકર અથવા ભાઇબંધ બનીને તેની સાથેજ જવું જોઇતુ હતું; પણ તે તો હું ભૂલી ગયો. ગરીબને ઘેર જવાનું હતું તેથી તે ઘર ધણીને ભારે ન પડાય એ રીતે વર્તવું હતું, તે તો વર્તી શકાત. પણ હવે તો તે સમય ગયો. આજ હવે આખો દિવસ તો વિતી ગયો ને રાત પડી, તો પણ દુર્બળશાહ આવ્યો નહિ. માટે હવે રાતનો સમય છે માટે મારે એના અંગનું સંરક્ષણ કરવું, એજ મારે પ્રદેશ નિકળવાનો ઉદ્દેશ છે.

હશે હવે તો થયું એ થયું પણ અત્યારે મારે તેને એકલો ત્યા રાખવો નહિ. એટલામાં તો એકાએક તે પદ્માકરના મનમાં મોટો ધ્રાશકો પડયો; હૃદયમાં અકસ્માત્ પરિતાપ થવા લાગ્યો; વારંવાર ડાબું નેત્ર ફરકવા લાગ્યું; ડાબો ખભો ડાબો સાથળ અને ડાબી ભૂજા પણ ફરકવા લાગી; હૃદયમાં કંપ થવા લાગ્યો; ને અકસ્માત્ હૃદયમાં એવું સ્ફુરણ થવા લાગ્યું હવે હું એ મારા સુહૃદ ( એક. હૃદયવાળો મિત્ર ) સાથે કયારે વાર્તાવિનોદ કરીશ ? એ બે મિત્રો શરીરથીજ માત્ર જૂદા હતા પણ હૃદય અને આત્માથી તો એકજ હતા જેથી જાણે પદ્માકરના હૃદયમાં પોતાના પ્રિય બંધુના અનિષ્ટનું પ્રતિબિંબજ પડી ગયું હોય, એમ ઉપરા ઉપરી તે નિશ્વાસ મૂકવા લાગ્યો; ને તેને કંઠે શોષ પડવા મંડયો. પછી તે પદ્માકરે તે પોતાની સ્વારીમાંથી બે સારા વિશ્વાસુ શૂરવીરપુરુષોને શસ્ત્રસહિત સાથે લઇને દુર્બળશાહની શોધ માટે ચાલ્યો તો તે સિતાર ગામમાં પેસતાં ઘૂડના અતિઘોર અને ક્રૂર શબ્દો કાને પડયા, માર્ગમાં જ્યાં ત્યાં બિલાડાં આડાં ઉતરતાં દેખાયાં. ને જ્યાં બરાબર ગામમાં પ્રવેશ કરીને વાણીઆઓની વસ્તીવાળાં મહોલ્લામાં પેસવા જાય છે, ત્યાં દુર્બળશાહનું નિરાધાર થઇ પડેલા શરીરનું ધડ પદ્માકરના પગે અથડાયું. તેથી તેણે અરે આ શું મને અથડાયું ? એમ કહી, પ્રકાશ કરીને જોયું તો તેની પાસેજ દુર્બળશાહનું માથું પણ ધડથી જૂદું થઇને પડેલું દીઠું. તે વખતે જો કે પદ્માકરનું હૃદય તો પ્રિયજનના અનિષ્ટથી દિઙ્મૂઢ જેવું તો બની ગયું, પરંતુ તેણે તે સમય ધૈર્યનો જાણી પોતાના વિકળ બનીને રોઇ જતા હૃદયને બહુજ દાબી રાખી, પોતાની સાથેના માણસોને આ વાત ઘણીજ ગુપ્ત રાખવાનું કહી, પોતાની સ્વારીના નિવાસસ્થળે મોકલીને એક મેનો મંગાવી લીધો. ને તેમાં દુર્બળશાહનું ધડ તથા મસ્તક સ્થાપી તુરત

સ્વારીના માણુસોને આજ્ઞા કરી કે મારી આજ્ઞા વિના કોઇએ ક્યાંય આ વાત પ્રસિદ્ધ કરવી નહિ. પછી પોતે તુરત ત્યાંથી સર્વ માણુસોને એવી આજ્ઞા કરી કે હવે સત્વર ઉતાવળથી પ્રયાણ કરી તમે ઝટ પ્રભાસમાં મને પહોંચાડી દ્યો. અહીંથી પ્રભાસ માત્ર સાત ગાઉજ થાય છે માટે મને જેમ બને તેમ શીઘ્ર ગામ ભેગો કરી દ્યો. પછી પદ્માકરની ઇચ્છાથી સર્વે રાજ્યના માણુસોએ ઉતાવળથી ચાલવા માંડયું ને સૂર્યોદય થતામાં તો સર્વે પ્રભાસપાટણ પહોંચી ગયા. પછી પદ્માકરે પોતાની સ્વારીના હાથી ઘોડા અને બીજાં સૈન્યનાં સર્વ માણુસોને પ્રભાસપાટણની ભાગોળે ઉતારો કરાવી ને પોતે એકલોજ એક દુર્બળશાહના મૃત શરીર વાળો મેનો લેવરાવી ને પોતાને ઘેર ગયો ને ઘેર જઇ તે મેનો પોતાના રહેવાના ઘરમાં મૂકાવી પોતાની માતા, રળિયાતના પગમાં માથું નમાવી પગે લાગ્યો. પછી પદ્માકરે રળિયાતને તે મેના પાસે બોલાવીને કહ્યું કે માજી! મારાથી તો આપની આજ્ઞાનું યથાર્થ પાલન થઇ શકયું નહિ, ને દુર્બળશાહનો તો આ પરિણામ આવ્યો છે.

રળિયાતબાઇ તો દુર્બળશાહનું મૃત્યુપામેલું શરીર જોઇને તુરતજ ત્યાં મહામૂર્છા ખાઇને પડયાં ને બેભાન બની અબોલ થઇ ગયાં. હૃદય ગભરાઈ ગયું ને તેમનો પ્રાણ બ્રહ્માંડ ચઢી ગયો.

દુર્બળશાહનું મરણ તથા પોતાની સાસુ રળિયાતની બેભાન સ્થિતિવાળી મૂર્છા જોઇ, નિર્મળા પણ બહુ ઉદાસ તથા દિઙ્મૂઢ બની ગઇ. તથાપિ કષ્ટના કે વિપત્તિના સમયમાં ધૈર્ય અને શાંતિ રાખવાથી શુભ ફળ પ્રાપ્ત થાય છે એમ જાણી, તેણે પોતાના સ્વામી પદ્માકરને કહ્યું કે હે પ્રિય! દુર્બળશાહના મરણનું શું કારણ નિપજ્યું છે જે હોય તે કૃપા કરી મને જણાવશો?

પદ્માકર—પ્રિયા! બીજી વાત તો પછીથી સવિસ્તર કહીશ.

પણ, દુર્બળનું મૃત્યુ તેના સાસરાના ગામમાં થયું છે. તેનું ખરું કારણ હું પણ પૂરું જાણતો નથી. પણ ગઈ કાલે સવારે તે મારાથી છૂટો પડી તેને સાસરે ગયો હતો, ને હું તે દિવસે રાત સુધિ જ્યારે તે મારી પાસે ના આવ્યો, ત્યારે હુ મારા બે ભરોંસાના માણુસોને લઇ તેની સંભાળ લેવા જતો હતો. ત્યાં તેનું શરીર મારા પગે અથડાયું, તેથી મે તુરત મેનો મંગાવી લઇ, તેમાં તેનું અંગ રખાવી રાતની રાતમાં અહિં આવ્યો છુ. એ વિના એથી વિશેષ હું કાંઇ પણ જાણુતો નથી. પણ હે સુંદરી ! આ મારા ઇષ્ટમિત્રના વિયોગે મને જીવવું ગમતું નથી; સવળું કરવા જતાં અવળું પરિણામ બન્યું. મને માતુશ્રીએ તેના સંરક્ષણુ માટે મોકલ્યો હતો, તેમાંથી ગઇ રાતેજ તે મારાથી છૂટો એકલો પડવાથી આમ બન્યું છે. પણ હવે આ માજીનો દેહ તો નહિજ રહે. એમનું એવું નિર્મળ કૃતજ્ઞ (નીમકહલાલી) અને પ્રેમાળ હૃદય છે કે, તે કદાપિ દુર્બળશાહનું અનિષ્ટ જોઇ શકશે નહિ. માટે એક તો મારે સુહૃદનો વિનાશ અને માતૃમૃત્યુ, એ બે મોટી વિપત્તિઓ આવી પડી; મારે માથે જો દુઃખ હુ ગણું તો આટલું આજ છે.

નિર્મળા—હે સ્વામી ! હમણાં તો પ્રથમ આપણાં માજી સ્વસ્થ થાય, એવો કોઇ ઉપાય હોય તો તે કરો.

પદ્માકર—સુભ્રુ(સુંદર ભ્રકુટીવાળી)!માજી તો સ્વસ્થ ક્યારે થાય કે આ દુર્બળશાહ ઉઠીને માજીને બોલાવે કે માજી ! આ રહ્યો તમારો દુબળો; આપને પ્રણામ કરે છે. એટલું વચન બોલે કે માજી ઉઠીને તુરત બેઠાં થાય, ને તેમના તો ગયેલા પ્રાણુ પણ દુર્બળશાહની વાણી કાને પડતાં પાછા આવે.

નિર્મળા—ભલે ત્યારે પ્રાણુનાથ ! આપના અને શ્રીસદાશિવ ભગવાનના પ્રતાપે સૌ સારાં વાનાં થશે.

તે પછી નિર્મળાએ પોતાના સ્વામીને કહ્યું કે ' મેનાવાળાને આજ્ઞા કરો કે દુર્બળશાહના ધડપર બરાબર તેનું મસ્તક જોડી રાખે. ને તેનું સારી રીતે અનુસંધાન મેળવી ઝાલી રાખે.' પછી પદ્માકરે તેના ધડ અને મસ્તકનું અનુસંધાન બરાબર જોડાવી રાખ્યું.

તે પછી નિર્મળાદેવીએ એક દર્ભાસનપર પૂર્વાભિ મુખે બેસી, આચમન પ્રાણાયામ કરી, પોતાના સ્વામીના ચરણકમલમાં પ્રણામ કરી શ્રીસદાશિવ અને પાર્વતી, તથા અનસૂયા અને અરુંધતી આદિ મહાસતીઓને પ્રેમપૂર્વક પ્રણામ કરી, બે હાથ જોડીને કહ્યું કે, જો પૃથ્વીમાં પતિવ્રતધર્મનું મહાત્મ્ય સાચું હોય, અને મારાથી યથાર્થ પતિવ્રતધર્મ સચવાયો હોય, કિંવા જો મેં સાંગ શીળવ્રત પાળ્યું હોય, તો તે પુણ્યની માત્ર એકજ કળાથી આ દુર્બળશાહ સજીવન થજો.

એ પ્રમાણે નિર્મળાગૌરીનાં વચન સાથેજ દુર્બળશાહના ધડમસ્તકનો સાંધો મળી ગયો. ને રક્તાશયની ગતિ ચાલુ થઇ, નેત્રો ઉઘડ્યાં, ને તેની નિમિષોન્મેષ (આંખોનું ઉઘડવું મીચાવું) ક્રિયા પણ આવવા માંડી તથા શ્વાસક્રિયા પણ ચાલુ થઇ. ને તે દુર્બળશાહ ઉઠી બેઠા થયા; કે તુરત પદ્માકરને ભેટી પડ્યા. તથા પાસે બેઠેલાં નિર્મળાદેવીને ભૂમિપર મસ્તક મૂકીને વંદન કર્યું. ત્યારે નિર્મળાગૌરીએ આશીર્વાદ દીધો કે દીર્ઘાયુષ્માન્ ભવ (મોટા આયુષ્યવાળા થાઓ). પછી કહ્યું કે આ તમારાં માજી તમારા વિયોગના દુઃખે પરલોક પ્રયાણ કરવા તત્પર થયાં છે, તેમને બોલાવો. એટલે દુર્બળશાહે રળિયાત બાઇ પાસે આવીને કહ્યું કે ' માજી ! માજી ! આ રહ્યો તમારો દુબળો હું આપના ચરણમાં વંદન કરું છું ' આ વાણી રળિયાતના કાને પડતાંજ રળિયાતના સ્થિર થયેલા પ્રાણોએ પોતાની ચલનક્રિયા ચાલુ કરી; ને રળિયાત ઉઠી બેઠાં થયાં. ને દુર્બળશાહના શરીરે હાથ

ફેરવી ઘણા આશીર્વાદ દીધા. પછી રળિયાત બાઇએ પૂછ્યું કે બેટા ! હવે તમારા પ્રદેશ વિચરવા સંબંધી વૃત્તાંત જાણવા મને ઇચ્છા છે. ત્યારે તે દુર્બળશાહે નિર્મળાગૌરી અને પદ્માકરના વિદ્યમાનમાં તે સર્વ વાત રળિયાતને નિવેદન કરી.

દુર્બળશાહ—માજી મારા પિતાએ મને તેમના ઘરમાં રહેવાની ના કહી ને હું પ્રદેશ ગયો, તેમાં આપે પદ્માકરને મારી સંભાળ રાખવા મોકલ્યો, વળી આગળ જતાં પદ્માકરને સર્પડંશ થયો, તેથી તે મહાભામા નિર્મળા કે જે મહાસતિ છે; તેમના પતિને સર્પડંશ થતાં તેમના પતિવ્રત પ્રભાવે ઇંદ્રનું આસન ત્રણવાર કંપ્યું; ત્યારે તેણે તેનું કારણ સુરગુરુ બૃહસ્પતિને પૂછતાં પતિવ્રતાનો અપરાધ થયો છે તે કારણ ગુરુએ બતાવ્યું. જેથી ઇંદ્રે આસ્તિકમુનિને મોકલી પદ્માકરના અંગમાં વ્યાપેલું સર્પનું વિષ ઉતરાવી તેને સાવધ કર્યો. ત્યાંથી અમે આગળ પ્રયાણ કર્યું, ને રત્નપુરનગરમાં ગયા. ત્યાં નિરીક્ષણ વિદ્યાથી અમે બન્ને મિત્રોએ કીર્તિવર્મા રાજાની પ્રીતિ મેળવી ને, તથા ને રાજાએ દુર્બળશાહને વંશપરંપરાનો પ્રધાન પદવિનો તથા પદ્માકરને વંશપરંપરાનો ન્યાયાત્રિશના અધિકારનો તાંબાના પત્રાપર કરી આપેલા લેખો બતાવ્યા. ને કહ્યુ કે માજી ! હવે તમે પદ્માકર અને સતી નિર્મળા તથા ધર્મદત્ત અને સુભદ્રા એ સર્વેએ તે રત્નપુરમાંજ રહેવા જવાનું છે. ને ત્યાં હું, પદ્માકર, ધર્મદત્ત અને રાજા કીર્તિવર્મા, એ ચારેનું એકજ કુટુંબ માની રહેવાનું છે. અમારું અહિં આવવાનુ કારણ માત્ર એટલુંજ છે કે, આપને ને નિર્મળગૌરીને તથા તેમનાં ભાઇ-ભોજાઇને તે રત્નપુરનગરમાં તેડી જવાં છે. જેવા અમે બે મિત્રો ત્યાં સુખી થયા છીએ તેવાજ ધર્મદત્ત પણ થશે. કારણકે તે માટે કીર્તિવર્મા અમારા સાથે વચનથી બંધાયેલા છે. માટે આપણે બધાંએ ત્યાંજ

જઇને વસવાનું છે. માટે આપને સર્વને તેડી જવા માટેજ તે રાજાએ તેના કેટલાક હાથી, ઘોડા, રથ, સુખપાલો અને કેટલાંક સેનાનાં માણુસો તથા ડંકા નિશાન સાથે અમને અહીં મોકલ્યાં છે; માટે હવે તમે સૌ તૈયારી કરો. પછી તે વાત નિર્મળાગૌરીને કહેવાથી, તેણે પોતાના ભાઇ–ભોજાઇને રત્નપુર જવા માટે કહ્યું. તેથી તેમણે પણ દુર્બળશાહને પોતાના આપ્ત માનીને ત્યાં જવા તૈયારી કરી.

માર્ગમા આવતાં દુર્બળશાહ સિતારપુરમાં ગયો; ને ત્યાં રાત્રિએ ખડકીમાં સુઇ રહ્યો હતો ત્યાં મધ્યરાત્રિએ દુરાચરણી વિજળી વ્યભિચારકર્મ માટે બહાર નિકળી, તેની પાછળ તેની ચેષ્ટા ચર્ચા જોવા દુર્બળશાહ ગયો ને માર્ગમાં તે દુષ્ટાનો ઉપપતિ શસ્ત્રસહિત આવતો જોઇ વિજળીએ દુર્બળશાહને મારી નાંખવાનું કહેતાં તે પાપીએ તેમના પર શસ્ત્રપ્રહાર કર્યો. તે પોતાના મરણના કારણ સુધાંની વાત દુર્બળશાહે રળિયાતબાઇને કરી કે જે સાંભળતાં સૌ આશ્ચર્ય પામ્યાં. પછી દુર્બળશાહે કહ્યું કે હું તો આ મહામાયા યોગમાયારૂપ મહાસતી નિર્મળાદેવીના પુન્ય પ્રતાપથી જીવ્યો છું; એ આસથી યથાર્થ સમજાયુ છે. પદ્માકર સર્પના વિષથી મુક્ત થયો. માર્ગમાં અમે દાવાનળમાંથી બળતા ઉગર્યા અને અહીં મારું ધડથી જુદું થએલું માથું સંધાયુ ને જીવતો થયો તે એ મહાસતીનોજ પ્રતાપ છે.

તે પછી દુર્બળશાહ પોતાની સાથેનાં માણુસોનો જ્યાં ગામની ભાગોળે પડાવ છે ત્યાં ગયો ને તે પડાવ ત્યાંજ દસ દિવસ સુધી રાખવાનો નિશ્ચય કર્યો. પછી પોતાના પિતા કપૂરચંદ શેઠ કે જે દુર્બળશાહ જેવા પુન્યવાન્ પુરુષનાં પગલાં ઘરમાંથી જવાથી મોટી વિપત્તિ પામ્યા હતા. કારણ કે તેનું ધન ધર્મના આશ્રમ વિનાનું

હતુ જેથી દુર્બળશાહના ગયા પછી બધીએ દેશાવરોની પેઢીઓ ભાગી ગઈ નાણું ઘણુંજ નાશ પામ્યું ને દિકરા જે ચાર પોતાની પાસે હતા તે દુરાચારી ને જુગારી નિકળ્યા, તેથી તેમનું સંગ્રહેલું સમગ્ર ધન દિકરાઓએ જુગારમાં, મદિરાપાનમાં અને વેશ્યાઓના ભોગમાં ઉડાવી દીધું. ને તે પાપી દીકરાઓ પણ તેમના પાપે લેવાઈને મૃત્યુને વશ થયા. ઘરમાં માત્ર વૃદ્ધ દીવાળી દુર્બળશાહની મા ને તેમના બાપ કપૂરચંદ શેઠ એ બેજ રહ્યાં હતાં. તે પણ મરણ પામેલા પુત્રોના શોકથી ને વ્યાપાર ભાગી ગયો, દ્રવ્ય નાશ પામ્યું તેના ખેદથી બહુ દુઃખી થયાં હતાં. ને તેથી બન્ને જણાં આંખે પણ આંધળાં થઈ અત્યંત દુઃખી થતાં હતાં. તેમને મેનામાં બેસારી પોતાના તંબુએ તેડાવી તે બન્નેને પગે લાગીને કહ્યું કે તમે બન્ને માતા–પિતા મારાં તો જન્મ આપનારાં છો ને મારા ભાઈઓ દુરાચરણી નિકળવાથી દ્રવ્ય તો સઘળું નાશ પામ્યું. આ પરિણામ આગળથીજ મારા જાણવામાં તો હતો પણ તે સમયે આપના સમજવામાં ના આવ્યું. હશે પ્રભુની ઇચ્છા. હવે તમને બન્ને માત–પિતાને હું મારી સાથે રાખવા ધારું છુ. મને હવે બીજો સારો ઉચ્ચ આશ્રય મળેલો હોવાથી હવે મારાથી આ ગામમાં રહેવાય એવું નથી; પણ રત્નપુરમાં રહેવાનું છે. માટે તમે ઘરમાં જે વ્યવસ્થા કરવી હોય તે કરી તૈયાર થઈ જજો. એમ કહી તેમને પોતાને ઘેર મોકલ્યાં.

તે પછી પોતાને પડાવ રાખવાના દશ દિવસો પુરા થતાં દુર્બળશાહે પોતાનાં માતા–પિતા, પદ્માકર અને તેનું કુટુંબ તથા ધર્મદત્ત અને તેમનું કુટુંબ એ સર્વને લઈને શીઘ્રતાથી રત્નપુરનગરમાં ગયા. દુર્બળશાહે આગળ એક સ્વાર મોકલી પોતાના આવ્યાના સમાચાર કીર્તિવર્મા રાજાને મોકલ્યા તેથી તે રાજાએ પોતાનું નગર

તથા તેનાં બજારો અને રાજમંદિરો શણગારાવી, વાજતે ગાજતે પોતાના ઇષ્ટમિત્રોનું સામઇયું કરાવી પોતાના દરબારમાં આને પોતે આગળથી બંધાવી તૈયાર કરાવી રાખેલાં ઘરોમાં નિવાસ કરાવ્યો: તથા તેમાં તેમને જોઇતાં સર્વ સાહિત્યોની આગળથી યોજના કરાવી રાખી હતી; તે દેખાડી પ્રસન્ન કર્યા.

ને પછી દુર્બળશાહ પદ્માકર અને ધર્મદત્ત એ ત્રણે જે જે ઘરોમાં રહ્યા ત્યાં ત્યાં તે સર્વને જે જે અનુકૂળતાઓ જોઇએ તે સર્વ અનુકૂળતાઓ ત્યાં તેમના જોવામાં આવી.

કીર્તિવર્મા પોતાના મિત્રો પોતાના રાજ્યમાં આવીને રહ્યા તેથી અત્યંત આનંદ પામ્યો. ને પછી દુર્બળશાહે પદ્માકરની સ્ત્રી નિર્મળાગૌરીના સતીત્વનો બનાવ બધો કહી સંભળાવતાં તેણે પોતાને ત્રણ રાણીઓ હતી જેવી કે ચંદ્રકળા, પ્રભાવતી ને ભાનુમતિ તે ત્રણેને પ્રતિદિન નિર્મળાદેવીની સેવા દર્શન કરવા તથા તેના મુખથી સુબોધ શ્રવણ કરવા આજ્ઞા કરી. પ્રતિદિન તે રાણીઓ રળિયાતબાઇ ઉપર પરમપૂજ્યભાવ માનવા લાગી તથા નિર્મળા અને સુભદ્રાને પોતાની સગી બેનો બરાબર માનવા લાગી. તે રાણીઓને પ્રતિદિન નિર્મળા તથા સુભદ્રાએ પતિવ્રતધર્મનાં ઘણાં ઘણાં આખ્યાનો સંભળાવી તેમને પતિસેવાના મહત્વમાં કુશળ કરી.

તેપછી કીર્તિવર્માએ ધર્મદત્તને પણ પોતાના રાજ્યના ધર્માધ્યક્ષનો અધિકાર તાંબાપત્રના લેખથી કરી આપી તેમને માટે તેમના સંતોષપુરતું વર્ષાસન બાંધી આપ્યું.

રાજાની ત્રણે રાણીઓની પ્રૌઢ અવસ્થા થઇ હતી પણ એકેને પ્રજા થઈ નહોતી; પરંતુ સતીના સહવાસના પ્રતાપે તે ત્રણેને ગર્ભની કળાઓ દેખાઇ; ને પ્રથમજ તે ત્રણેને પુત્રરત્નો સાંપડયાં તેથી

રાજાના મનમાં આ ધર્મ કુટુંબના વસવાનોજ પ્રતાપ જાણવાથી અપાર આનંદ થયો.

એમ કરતાં કેટલાક માસ વિત્યા ત્યારે પદ્માકર દુર્બળશાહ અને ધર્મદત્ત એક મત થઇ કીર્તિવર્માને કહ્યું કે અમારા એક પરમ સ્નેહી શાંતિરામનામના બ્રાહ્મણ છે, તેમને અહીં તેડાવી તેમનું ઉચામાં ઉંચુ સન્માન કરવાની અમારી ઇચ્છા છે, જો કે તેઓ ત્યાંના રાજ્યના આશ્રિત હોવાથી અહિ અહર્નિશ વાસ કરી શકે તેમ નથી; તથાપિ તે ગામમાં તે એક સજ્જન શિરોમણિ ને આપણને માટે દર્શનીય હોવાથી તેમને અહીં તેડાવી આપણે દર્શનનો લાભ લઇ પવિત્ર થઇએ. પછી તેમની સંમતિથી રાજાએ કહ્યું કે તે પવિત્રાત્માનાં મને દર્શન કરાવો. પછી દુર્બળશાહે પોતાનાં માણસો વાહન સહિત પ્રભાસ મોકલી શાંતિરામ અને વિજયાને ત્યાં તેડાવ્યાં ને ઘણા દિવસ રત્નપુરમાં રાખી તેમની સારી રીતે મેમાનગતિ સેવા કરી, તેમને રાજા પાસે ઘણું ધન ભેઠ કરાવી ઘણો સત્કાર કરીને તેમની ઇચ્છાથી પ્રભાસ મોકલ્યાં.

રત્નપુરમાં નિર્મળાદેવી તથા સુભદ્રા એ બન્ને સતીઓના આવવાથી સર્વ પ્રજા સુખી, ધનધાન્યથી ભરપુર, આધિ–વ્યાધિથી મુક્ત અને સુખી રહેવા લાગી. ધાન્યો બધાં સોંઘાં થયાં; રોગોપદ્રવ શાંત થયા; જળાશયો નિર્મળ અને સ્વાદુજળોથી પૂર્ણ શોભવા લાગ્યાં પૃથ્વી સસ્યસંપન્ન થવા લાગી. વૃક્ષો સમયાનુસાર ફળવા લાગ્યાં. વર્ષાદ સમયસર વર્ષવા લાગ્યો. અને બીજી ઋતુઓ પણ યથાસ્થિત પોતાનો પ્રભાવ દેખાડવા લાગી લોકોમાં અકાળ મૃત્યુ અને ક્લેશ તથા પાપો ઓછાં થઇ ગયાં. અને જનમન ઘણાં આનંદ પામવા લાગ્યાં.

દુર્બળશાહને માત્ર કલત્ર (સ્ત્રી)નું મોટું કષ્ટ છે, તે સંબંધની

વાત પદ્માકરે કીર્તિવર્માને કરી પછી તે રાજાએ પોતાના ગામના વણિક કુટુંબમાંથી સારી ગુણવાન્ કન્યા શોધી તેને પરણાવ્યો જેથી દુર્બળશાહ પણ ગૃહસ્થાશ્રમના સુખથી પૂર્ણ થયા.

એ કીર્તિવર્મા રાજા, દુર્બળશાહ પ્રધાન, પદ્માકર ન્યાયાધીશ અને ધર્મદત્ત ધર્માધ્યક્ષ, એ ચારે પ્રત્યક્ષ ધર્મની મૂર્તિઓ હોવાથી તે રાજ્યની સર્વ પ્રજા ધર્મ પરાયણ રહેવા લાગી. જેથી એ સમસ્ત રાજા અને પ્રજા આ લોક અને પરલોકનાં સુખ મેળવવા મોટાં ભાગ્યશાળી થયાં.

સારાંશ—માબાપોએ પુત્ર અને પુત્રી પ્રજાપર સમભાવ રાખવો. દીકરીના વિવાહમાં સંસારની લાજ માટે ઘણું ધન વાપરી દુઃખી થવું નહિ. પુત્રીનો વિવાહ ગુણવાન્ પતિ સાથે કરવો. તેમાં પ્રથમ વિદ્યા, ધર્મ અને આરોગ્ય જોવું. સ્ત્રીઓનું ખરું સુખ પતિવ્રત ધર્મમાં ને શુદ્ધ શિલવતમાં છે. કલિયુગના જાતિ પ્રબંધો વર્તમાન સમયને યોગ્ય નથી. યુગ પ્રભાવે અધર્મના પ્રચારો ધર્મરૂપે મનાયા છે; છતાં ખોટી લાજથી તે પ્રચારો છોડાતા નથી. ન્યાતમા જમવાની લાલસાવાળા વિપ્રોની ઉન્નતિ થતી નથી. કન્યાવિક્રયનો ચાલ અતિ હાનિકારક છે; માટે સત્વર ત્યજવાયોગ્ય છે. કન્યાવિક્રયી બ્રાહ્મણો બજારની ચીજની પેઠે દીકરાના ગુણોનાં વખાણ કરતાં પાપી શબ્દો બોલતાં લાજતા નથી. ધર્મદત્તની ધર્મશ્રદ્ધા સુદૃઢ હોવાથી કેવો સુખી થયો ? માટે ધનથી લોભાઇ ધર્મ અને ટેકનો ત્યાગ ના કરવો. સુભદ્રાની દૃઢતા જોઇ સ્ત્રીઓએ પોતાના ધણીને આપત્તિમાં અનુકૂળ વચનોથી અને તન, મન અને ધનથી સારો આશ્રય આપી સુખી કરવો. દુર્બળશાહનો સુદૃઢ નિશ્ચય અને દાતૃત્વના સ્વભાવ માથે અસાધારણ આપત્તિઓ આવતાં પણ ધૈર્યથી 'કૃતનિશ્ચયનું પાલન, રંગિયાનબાઇનું કૃતજ્ઞપણું' ( નિમકહલાલીપણું ),

પદ્માકરનું માતૃઆજ્ઞાનું પાલન, અને મિત્રને આશ્રય આપવાની દૃઢતા, નિર્મળા દેવીનું પતિવ્રતપણું તથા તેનું સતીત્વ, કીર્તિવર્માની કૃતજ્ઞતા અને દુર્ગશાહની રળિયાત ઉપર માતુ ભક્તિ ઉપરથી, સર્વ સ્ત્રીઓ અને પુરુષોએ તે પાત્રોના ગુણોનું અનુસ્મરણ કરી, અનુકરણમાં લાવવું એ આ લેખની સફળતા મનાયછે.

---

# સનાતન ધર્મની ગર્જનાઓના ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

"સાસરે જતી પુત્રીને પિતાનો પ્રબોધ" એ નામની ગર્જનાના લેખકનો વિચાર આશરે ચાર ફોરમ જેટલો બનાવવાનો હતો, પરંતુ પાછળથી તેમણે આ વિષયને લંબાવેલો હોવાથી તેના ૧૧ ફારમ એટલે ૧૭૬ પૃષ્ઠ થયાં છે. પ્રથમના બે ફરમાના મથાળે "૧, ૨, ૩ અને ૪ થી ગર્જના" એમ ફોડ પાડયો છે તે એવા હેતુથી કે ગર્જનાના આઠ ફરમા થશે એટલે આ સંસ્થાના ધોરણને અનુસરીને દરેક માસનાં બે ફારમ પ્રમાણે ચાર માસનાં ૮ ફારમ જનસમુહને પૂરાં પાડવામાં આવશે. પરંતુ બે ફરમા છપાઈ ગયા પછી પાછળથી એમ અનુમાન થયુ કે આ ગર્જનાઓના આશરે ૧૦॥ ફરમા થશે. એટલે ૩ જા ફરમાના મથાળેથી "૧, ૨, ૩, ૪ અને ૫ મી ગર્જનાઓ" એમ છપાવવું શરૂ રાખ્યું. એટલે અમારા હીસાબે ૫ ગર્જનામાં પ્રજાને ૧૭૬ પૃષ્ઠ પૂરાં પાડયાં. બાકીનાં ૨૨૪ પૃષ્ઠ હવે પછીની જુદી જુદી ગર્જનાઓમાં પૂરાં પાડી બીજા વર્ષમા જનસમુહને ૪૦૦ પૃષ્ઠો પૂરાં કરી દેવામાં આવશે. હવે પછીની ગર્જના કયા વિષય ઉપર રચાશે તે નક્કી નથી, પરંતુ જનસમુહને

જેમ અત્યાર સુધીની ગર્જનાઓ પ્રિય થઇ પડી છે તેમ હવે પછીની ગર્જનાઓ પણ પ્રિય થઈ પડે એ ઉદ્દેશને સ્મરણમાં રાખી બ્રહ્મચર્ય કે એવા બીજા વિષય ઉપર વાર્તિક રચી તેવા વિષયની ગર્જના જનસમુહની સેવામાં આ ગર્જનાના પાંચ માસ પૂરા થયા પછી એટલે ઘણુંકરીને આશરે આશ્વિન માસ કે કાર્તિક માસમાં પૂરી પાડવામાં આવશે. ગયે વર્ષને તો અમે ફક્ત ૨૦૦ પ્રતો કઢાવી હતી પરંતુ જનસમુહનું વળણ આ સંસ્થા તરફ વિશેષ જણાથી અમોએ આ વર્ષને ૫૦૦૦ પ્રતો કઢાવી છે. આ વર્ષે તો અમારો નિશ્ચય છે કે ગમે તે પ્રકારે ગર્જનાના ૧૦૦૦૦ ગ્રાહકો કરવાં અને અમારો આ શુભ નિશ્ચય શ્રી અંતર્યામી પરમાત્મા પૂરો પાડશેજ. સચીન જેવા ગામમાંથી એકેક ગૃહસ્થે ૧૦ ગર્જનાઓની ૧૦૦, ૧૦૦ પ્રતોની માગણી કરી છે તે શુભ આરંભ ઉપરથી અમે તો નિશ્ચય કરીએ છીએ કે બીજા વર્ષમાં અમે ધારેલી સંખ્યા પ્રમાણે ગર્જનાનાં ગ્રાહકો થશેજ.

મંત્રી.

રા. મણિલાલ અંબાશંકર ત્રિવેદી કે જેઓ સાહિત્ય ખાતાના અનુભવી છે અને જેમણે આ સંસ્થામાં જીવનપર્યંત કામ કરવાનો મંદલ્પ કર્યો છે તેમને આ સંસ્થાના મેનેજર તરીકે નિમવામાં આવ્યા છે. માટે હવેથી સઘળો પત્ર વ્યવહાર વિગેરે નીચેને સરનામે કરવો.

રા. મણિલાલ અંબાશંકર ત્રિવેદી

મેનેજર—સનાતન ધર્મ પુસ્તક પ્રસારક કાર્યાલય,

C/o મણિલાલ મગનલાલ ત્રિવેદી.

રાયપુર—અમદાવાદ.

મંત્રી.

# જન સેવાર્થે પ્રકટ થયેલાં ધર્મનાં પુસ્તકો.

શ્રી સનાતન ધર્મ પુસ્તક પ્રચારક મંડળ તરફથી નીચેનાં બે પુસ્તકો જન સેવાર્થે પ્રકટ થયા છે. આ બે પુસ્તકો જેઓ સનાતન ધર્માનુરાગી હસ્થો ગણાતા હોય તેમણે અવસ્ય પોતાના ઘરમા રાખવાં જોઇએ

શ્રીમદ્ભગવદ્ગીતાદિ પચરત્નો:—મૂલ્ય ૦-૬-૦, ૦-૭-૦, ૦-૯-૦ અને ૦-૧૨-૦.

પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્માની ગુજરાતી શુદ્ધ ટીકાવાળુ આ પુસ્તક મુમુક્ષુ જનોને બહુજ ઉપયોગી છે. આ પુસ્તકમાં ૧ શ્રીમદ્ભગવદ્ગીતા, ૨ વિષ્ણુસહસ્ર નામ, ૩ ભીષ્મ સ્તવરાજ, ૪ અનુસ્મૃતિ ને ગજેન્દ્ર મોક્ષ એમ પાંચ રત્નોનો સમાવેશ કરવામા આવ્યો છે. શ્રીભગવદ્ગીતા મહાભારતના ભીષ્મ પર્વમા છે. તેમાં શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ કર્યો છે શ્રી વિષ્ણુસહસ્રનામ મહાભારતના આનુશાનિક પર્વમાં છે. તેમાં શ્રી ભીષ્મે યુધિષ્ઠિર મહારાજને ઉપદેશ કર્યો છે. શ્રીભીષ્મસ્તવરાજ મહાભારતના શાંતિપર્વના રાજધર્માનુશાસનમાં છે. તેમાં શ્રીભીષ્મે ભગવાનની સ્તુતિ કરી છે. શ્રીઅનુસ્મૃતિ મહાભારતના આનુશાસનિક પર્વમાં દાનધર્મવિષે મનાય છે. તેમા શ્રીભીષ્મે યુધિષ્ઠિરને ઉપદેશ કર્યા છે. શ્રીગજેંદ્રમોક્ષ મહાભારતના શાંતિપર્વમા ગણાય છે. તેમાં પણ શ્રીભીષ્મે મહારાજ યુધિષ્ઠિરને ઉપદેશ કર્યો છે.

શ્રી રાસ પંચાધ્યાયી:—મૂલ્ય રૂ. ૦-૭-૦ બે સોનેરીનામવાળુ પાકું પુંઠું. રૂ. ૦-૧૨-૦ ત્રણ સોનેરી નામ અને ૬૦ રતલી ગ્લેઝડ કાગળો. શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધના ૨૯, ૩૦, ૩૧ ૩૨, ને ૩૩ આ પાંચ અધ્યાયને તેમાં રાસક્રીડાને લગતું વર્ણન હોવાથી રાસ પંચાધ્યાયી કહેવામાં આવે છે. પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્માએ ભક્તિપક્ષના અર્થવાળી અને જ્ઞાન પક્ષના અર્થવાળી એવી બે જાતની ટીકાઓ આ પુસ્તકમાં કરી છે.

બંન્ને પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**મણિલાલ મગનલાલ ત્રિવેદી.**

રાયપુર—અમદાવાદ.

છપાય છે!! છપાય છે

# ॥ શ્રી શંકરાચાર્યકૃત અઢાર રત્નો

બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્માની ગુજરાતી ટીકા અ
વિવેચનવાળું આ પુસ્તક છપાય છે. અત્યાર સુધી આવા ઉત્ત
પુસ્તકની ગુજરાતીમાં શુદ્ધ ટીકા થઇ નથી. આ પુસ્તકમાં
ચુંટેલાં ૧૮ રત્નોનો સમાવેશ થાય છે:—

૧ સાધનપંચક, ૨ સદાચારસ્તોત્ર, ૩ ષટ્પદી, ૪ વિ
૫ વાક્યસુધા, ૬ હરિમીડે, ૭ યોગતારાવલિ, ૮ આત્મબોધ
બોધ, ૧૦ સ્વાત્મનિરૂપણ, ૧૧ ચર્પટપંજરિકા, ૧૨
(દ્વાદશપંજરિકા), ૧૩ સિદ્ધાંતબિંદુ, (નિર્વાણદશક,) ૧૪
૧૫ અપરોક્ષાનુભૂતિ, ૧૬ વિવેકચૂડામણિ, ૧૭ શતશ્લોકી. (વા
ને ૧૮ ઉપદેશસાહસ્રી (ગદ્ય ભાગ.) મૂળ, અર્થ ને વિવેચન સ
તે ઉપરાંત શ્રીશંકરાચાર્યજીનું જીવનવૃત્તાંત પણ આવશે, અને
ચાર સુંદર ચિત્રો (૧ ભગવાન્ શંકરાચાર્ય પોતાના પદ્મપાદાદિ શિષ્
ગંગાતટે શારીરિક ભાષ્ય ભણાવે છે, વ્યાસભગવાન્ પોતાના શિષ્
નાદિ શિષ્યોને બદરિકાશ્રમમાં બ્રહ્મસૂત્ર ભણાવે છે, ૩ શ્રી દક્ષિણામ
સનકાદિકને તત્ત્વનો ઉપદેશ કરે છે, અને ૪ પૂજ્યપાદ મહા
શ્રીમન્નથુરામશર્મા આનંદાશ્રમમાં શ્રોતાજનોને કથામૃતનું પાન ક
છે) પણ આવશે. પૂરું પાકું સળંગ છીંટનું ઉપર સુશોભિત
સુવર્ણાક્ષરનાં નામોવાળું થશે. અને બન્ને બાજુએ મગજી મૂકવ
આવશે. વાંચતાં નિશાની રહે માટે સાથે રેશમી ફીત પણ સ
કરવામાં આવશે. આગળથી ગ્રાહક થનાર માટે રૂ. ૧-૪-૦ પ
છીથી રૂ. ૧-૮-૦ પડશે.

નીચેને શરનામે લખો:—
મણિલાલ મગનલાલ ત્રિવેદી,
રાયપુર—અમદાવાદ.